રા * ષ્ટ્ર * વિધા * ર * ક

# પંડિત મોતીલાલ નેહરુ



રાષ્ટ્રોદ્ધારક

# પંડિત મોતીલાલ નેહરૂ

લેખક:

છોટુભાઇ નારણજી જોશી, બી. એ.



કિંમત ૫ આના

## પ્રસ્તાવના

ચન્દ્રગુપ્ત મૌર્ય, અશોક, સમુદ્રગુપ્ત, હર્ષવર્ધન, શિવાજી અને રણજીતસિંહ ભારતવર્ષના મહાન સમ્રાટ્ છે અને સારા જગતના ઇતિહાસમાં એમણે અમર સ્થાન પ્રાપ્ત કરેલું છે. એ મહાન્ રાજપુરુષોની કીર્તિને ઝાંખી પાડતો એક મહાન્ રાજનીતિજ્ઞ આજે ભારતને આંગણે રમી રહ્યો છે. હિન્દ અને એશિયાના રાજકારણમાં પંડિત મોતીલાલજીની સ્પર્ધા કરી શકે એવો અન્ય રાજપુરૂષ શોધ્યો જડે એમ નથી. પરાધીન પ્રજાના દેશમાં જન્મ્યા હોવાથી મોતીલાલજીની કિંમત અને પરીક્ષા જગત્ યથાયોગ્ય કરી શકયું નથી; એમની કાર્યદક્ષતા અને રાજનીતિજ્ઞતા કાર્યક્ષેત્ર, તક અને સાધનોના અભાવે જગત્ સમક્ષ સંપૂર્ણ સ્વરૂપમાં ઝળકી શક્યાં નથી. સારૂં જગત્ પ્રેસીડન્ટ હર્બર્ટ હુવર, પ્રેસીડન્ટ હીન્ડેનબર્ગ, લોઈડ જ્યોર્જ, મુસોલીની તથા સ્ટેલીન જેવા મહાપુરુષોને સારી રીતે ઓળખે છે, પરન્તુ

મોતીલાલજીને યથાયોગ્ય ઓળખતું નથી. આનું કારણ શું! કારણ એજ કે મોતીલાલજી હિન્દી હોવાથી જગતને એમને ઓળખવાની દરકાર નથી; પરાધીન દેશોના મહાપુરુષોને માટે યુરોપ અને અમેરિકાની પ્રજાને આકર્ષણ નથી, અને પૂર્વના મહાપુરુષોને ઓળખવાનું આકર્ષણ થાય તો તરત જ એ પરાધીન દેશો ઉપર આધિપત્ય ભોગવતી પશ્ચિમની પ્રજાઓના નોકરો પોતાની પ્રજાઓની કુતૂહલવૃત્તિને ગમે તે ઉપાયો અને સાધનો દ્વારા મૂળમાંથી જ દબાવી દે છે.

મોતીલાલજીને આજે સારૂં હિન્દ ઓળખે છે. છેલ્લાં દશ વર્ષો થયાં સારી જનતા એમના કામ અને નામ ઉપર મુગ્ધ બનેલી છે. એમનો અપૂર્વ ત્યાગ, એમની જ્વલન્ત રાષ્ટ્રભક્તિ, એમની વ્યવહાર-દક્ષતા અને રાજદ્વારી કામગીરીએ અનેકને આંજ્યાં છે, અનેકને એમના પૂજારીઓ અને પ્રશંશકો બનાવ્યા છે અને ભારતવર્ષના ઇતિહાસમાં એમને માટે અદ્વિતીય અને અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે. આજે મોતીલાલજી હિન્દના મહાપુરુષ Superman તરીકે ભારતનું રાજકીય ભાવિ યથાશક્તિ ઘડી રહ્યા છે.

આવા મહાપુરુષનું જીવનચરિત્ર ગુજરાતને ચરણે ધરતાં કોને આનન્દ ન થાય?

જરીવાલા મેન્શન
હ્યુજીસ રોડ,
મુંબાઇ નં. ૭
૧ : ૧ : '૩૧

છોટુભાઇ નારણજી જોશી
B. A.

# પિતૃચરણે

પોતાના આદર્શો, સંસ્કારો તથા જ્ઞાનના યોગે મ્હારા જીવનના ઘડતરમાં અપૂર્વ ભાગ ભજવી, જીવનની અનેક પ્રવૃત્તિઓ તથા કાર્યો માટે મ્હને શક્તિમાન્ બનાવનાર પૂજ્ય પિતાજીને ચરણે આ ગ્રન્થ હું પ્રેમભાવે અર્પું છું.

# અ નુ ક્ર મ ણિ કા



શ્રીમતી કમળા નેહરૂ
પંડિત મોતીલાલજી
શ્રીમતી સ્વરૂપરાણી

રાષ્ટ્રોદ્ધારક

# પંડિત મોતીલાલ નેહરૂ

## પ્રકરણ ૧ લું

### મોતીલાલજીના જન્મ પહેલાંનું હિન્દ

૧૮૫૭ પહેલાંનું હિન્દ અશાન્તિ અને કલહના વાતાવરણની તેમ જ જુદા જુદા રાજકીય પક્ષોના સત્તા માટેના પ્રયાસોથી છિન્ન ભિન્ન અવસ્થામાં સબડી રહેલું આપણી દૃષ્ટિએ પડે છે. ૧૮૫૬ માં હિન્દી પ્રજાએ બ્રિટીશ સત્તા ઉથલાવી નાખવાને એક મહાન્ પ્રયાસ કર્યો, પરન્તુ એ પ્રયાસ નિષ્ફલ જવાથી હિન્દી પ્રજા હતાશ થઇ ગઇ અને બ્રિટીશ પાર્લામેન્ટે હિન્દની હકુમત ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના હાથમાંથી છીનવી લઈ બ્રિટીશ તાજના હાથમાં સોંપી. આ બનાવ પછીથી જ બ્રિટીશ રાજની અસરો સ્પષ્ટપણે જણાવા લાગી, તેમ જ પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓનાં સંઘર્ષણથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિના પરિણામો હિન્દીઓને સ્પષ્ટ રૂપે દેખાવા લાગ્યાં.

૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યા પછી અંગ્રેજ પ્રજાએ પોતાની સત્તા તથા રાજ્યવિસ્તાર વધારવાના પ્રયાસો એક સરખા ચાલુ રાખ્યા. હિન્દના પ્રથમ ગર્વનર–જનરલોનું ધ્યાન બીજા બધા પ્રશ્નો કરતાં રાજ્ય અને સત્તાના પાયાઓ ઉંડા નાખવાના ઉપર જ ઘણે ભાગે રહેતું. ‘ કલકત્તા મદ્રેસા ’ તથા ‘ એશિયાટીક સોસાઇટી ’ સ્થાપીને વૉરન હેસ્ટિંગ્સે હિન્દી પ્રજાના પ્રશ્નો સમજવાનો કાંઇક પ્રયાસ કર્યો હતો. લોર્ડ કોર્નવોલીસ, સર જોન શોર તથા લોર્ડ વેલ્હાઉસીએ

હિન્દી પ્રજાની સ્થિતિ સુધારવાના પ્રયાસો કર્યા હોવા છતાં ત્હેમનું પ્રધાન કાર્ય બ્રિટીશ સત્તા વધારી સામ્રાજ્ય ઉત્પન્ન કરવાનું હતું.

ઓગણીસમી સદીના આરંભમાં બ્રિટીશ સત્તાધારીઓએ હિન્દી પ્રજા પ્રત્યેની પોતાની જવાદારીઓ સમજવા લાગ્યા હતા, અને ૧૮૧૩ માં પાર્લામેન્ટે પસાર કરેલા એકટમાં બંગાલમાં વિજ્ઞાનના અભ્યાસ અને જ્ઞાનના પ્રચાર માટે એક લાખ રૂપીઆની રકમ જુદી રાખવામાં આવી હતી. સન ૧૮૧૭ માં અમલદારોના આશરા હેઠળ હિન્દુ છોકરાઓને અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાને માટે પ્રથમ શાળા કલકત્તામાં સ્થાપવામાં આવી. એ જ વર્ષે ઉચ્ચ કુટુંબના હિન્દુઓના પુત્રોને અંગ્રેજી અને હિન્દની ભાષાઓનું જ્ઞાન આપવા તેમ જ પશ્ચિમના સાહિત્ય અને વિજ્ઞાનનું શિક્ષણ આપવાને માટે હિન્દુ-કોલેજ સ્થાપવામાં આવી.

આ પ્રમાણે કેળવણીના ક્ષેત્રમાં ધીમે ધીમે વિકાસ થતો જતો હતો અને પાશ્ચાત્ય જીવન અને શિક્ષણના ધોરણે હિન્દની પ્રજાને સુધારવાના પ્રયાસો ધીમે ધીમે આગળ વધતા હતા. હિન્દના સામાજીક જીવન અને વિચારોમાં પણ પરિવર્તન થતું જતું હતું. અંગ્રેજ અમલદારો હિન્દના સામાજીક બંધારણ અને ત્હેના દૂષણો પ્રત્યે પણ પોતાનું લક્ષ દોડાવવા લાગ્યા. સન ૧૮૫૦ પહેલાં તો અંગ્રેજ અમલદારોએ 'ઠગી', 'બાલ-હત્યા' તથા 'સતી'ની પ્રથાઓને જબરે હાથે જડમૂળથી ઉખેડી નાખી હતી. આ સુધારણાના કાર્યમાં કંપનીના અમલદારોના પ્રયાસો ઉપરાંત રાજારામ મોહન રોયે પણ સરકારને ઘણી સાહાય્ય કરી હતી. સૈકાઓથી હિન્દુસમાજને પાયમાલ કરનાર પ્રથાઓને ઉખેડી નાખતાં લોર્ડ વિલીઅમ બેન્ટિક તથા સર ચાર્લ્સ મેટકાફને ઘણો વિરોધ સહન કરવો પડ્યો હતો, પરન્તુ રાજા રામમોહન રૉયે એ વિરોધને શમાવી દેવામાં ઘણો ઉત્તમ ભાગ ભજવ્યો. આ સમયે હિન્દુસમાજની દશા ઘણી જ દયાજનક હતી.

બાળલગ્નો, ફરજીઆત વૈધવ્ય, બાલહત્યા, અનેક પત્નીઓ કરવાનો રિવાજ, ધર્મને નામે થતો વ્યભિચાર વગેરે દૂષણોથી હિન્દુસમાજ

મૃત:પાય થઇ રહ્યો હતો.* આ ઉપરાંત પડદાનો રિવાજ સારા ઉત્તર હિન્દુસ્થાનમાં મુસલમાન રાજના પ્રતાપે અસ્તિત્વ ધરાવતો હતો. નીચ વર્ગની સ્ત્રીઓ, ખ્રિસ્તિ ધર્મમાં વટલી ગએલી સ્ત્રીઓ અને બ્રહ્મોસમાજના વર્ગની સ્ત્રીઓને બાદ કરતાં હિન્દુસમાજની અન્ય સ્ત્રીઓ પોતાના ઘરમાંથી બહાર નીકળી શકતી નહિ. ગૃહમાં એનું જીવન કેદ અને નરકના જીવન કરતાં પણ વધારે દુ:ખદાયક હતું. સમાજે રચેલી રુઢીઓના કિલ્લામાં એ જીવતી દટાઇ જતી. અજ્ઞાન સંશયો અને વહેમોના વાતાવરણમાં ઉછરી જીંદગીનો લ્હાવો લીધા વિના તથા અમૂલ્ય માનવજીવનના ધન્ય અધિકાર તથા હક્કો ભોગવ્યા વિના ટુંક વયમાં જ આર્યજાતિની દીકરીઓ મૃત્યુને ખોળે લોટી જતી.+

---

* "For the better part of the nineteenth century, early marriage and polygamy flourished. Boys were given in marriage generally between the ages of fifteen and eighteen, and girls between six and ten. Thousands of girls became widcws before they had once seen their husbadds or come to the age of four. A man having more than half a dozen wives was often considered a person of great social rank and position and a Brahmin having more than a hundred wives as a person of high sacerdotal dignity, merely on that account."

P. C. Ray, Life of C. R. Das. Page 4.

+ "The purdah, which had come into vogue as a consequence of the Mahomedan conquest all over Northern India, remained an outstanding feature of our domestic life. Excepting womeng of the lowest classes, and those who had become converts to Christianitv or Brahmoism, no Hindu woman dared to show her face in the light of the day or come out of her inner apartments. There the woman lay condemmed to a life-long prison,

આ ઉપરાંત જ્ઞાતિઓ અને વર્ણભેદની સંસ્થાઓ પણ હિન્દુ-સમાજની પાયમાલી અને વિનાશની દિશામાં કામ કરી રહી હતી. લાખો અસ્પૃશ્યો જીવતાં જ મરેલાં પ્રાણીઓ જેવું જીવન ગાળી રહ્યાં હતાં. ટુંકમાં, હિન્દુસમાજની પ્રગતિ અને ઉન્નતિનાં ઝરણાંઓ સૂકાઇ ગયાં હતાં.

આ દૂષણો સામે રાજા રામમોહન રોયે પોતાના સઘળા બળથી બળવો ઉઠાવ્યો અને ત્હેમના સ્વર્ગવાસ પછી ત્હેમના અનેક અનુયાયીઓએ એ કાર્ય આગળ ધપાવ્યું.

૧૮૩૫ માં લોર્ડ મેકૉલેએ હિન્દમાં ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી ભાષાદ્વારા આપવાનો અન્તિમ ઠરાવ કર્યો ત્યારથી અંગ્રેજી ભાષા અને સાહિત્યનો અભ્યાસ હિન્દીઓમાં વિશેષ થવા લાગ્યો અને એ સાહિત્યના ઉદાર અને સ્વાતન્ત્ર્યપ્રેરક વિચારબળોથી હિન્દમાંથી જુના વિચારો અને પ્રાણહારક અધમ રિવાજો અને રુઢીઓનું સામ્રાજ્ય ધીમે ધીમે અસ્ત પામવા લાગ્યું.

આ ઉપરાંત રેલ્વે, તાર, ટેલીગ્રાફ અને આવજાવના સાધનો પણ બ્રિટીશ અમલદારો વહીવટના લાભને અર્થે દાખલ કર્યાં. આ સાધનોના યોગે પ્રજાના જીવનમાં નવા ચેતનનો સંચાર થઈ રહ્યો. વર્તમાનપત્રો પણ અસ્તિત્વમાં આવવા લાગ્યાં અને જાહેર પ્રજામત કેળવવાનું કાર્ય યથાશક્તિ કરવા લાગ્યાં.

હવે આપણે હાલની બીજી બાજુ તપાસીએ. ૧૮૫૭ માં હિન્દનું રાજ્ય બ્રિટીશ તાજના હાથમાં મૂકવામાં આવ્યું તે પહેલાંની અંગ્રેજ

---

a helpless, prostrate and pothetic figure—with enfeebled health, her naturally keen senses dulled through in action, without the light of knowledge illumining her vision, steeped in ignorance and prejudice, groping in the dark —a martyr to the convensions of the society in which she had been born."

સત્તાધારીઓની રાજ્યનીતિથી પ્રજામાં ઘણો ખળભળાટ થતો રહેતો હતો. ગમે તે પ્રકારે હિન્દી રાજાઓ પાસેથી મુલકો તથા સત્તા લઇ લેવાની નીતિ, વારસ વિના મરી ગએલા રાજાઓના પ્રદેશો બ્રિટીશ ભાગ સાથે જોડી દેવાની નીતિ, હિન્દીઓ પ્રત્યેની નોકરશાહી અને એંગ્લો-ઇન્ડિઅનોની ધિક્કાર ભરેલી મનોવૃત્તિ, ધીમે ધીમે વિકાસ પામતી રાષ્ટ્રીય ભાવનાને ચૂરી નાખવાના પ્રયાસો—આ સર્વ કારણોને લઇને બ્રિટીશ સત્તા તથા પ્રજા તરફ હિન્દી પ્રજાના હૃદયમાં અતિશય અસંતોષ અને અવિશ્વાસની ભાવના ઉત્પન્ન થતી ગઈ.

બ્રિટીશ પ્રજામાં હિન્દીઓએ રાખેલો વિશ્વાસ ધીમે ધીમે ઓસરતો જતો હતો. બ્રિટીશ પાર્લામેન્ટે આપેલાં વચનો માત્ર વચનોજ રહ્યાં હતાં. ૧૮૫૮ માં મહારાણી વિક્ટોરીઆએ બહાર પાડેલા ઢંઢેરામાં પ્રજાને જરા સત્તા આપવાની સૂચના ન હોવાથી એ ઢંઢેરો પ્રજાને સંતોષવા નિષ્ફલ નીવડ્યો. હિન્દીઓને ધારાસભામાં દાખલ થવાનો હક્ક ૧૮૬૧ ના કાઉન્સિલ એક્ટે આપ્યો હોવા છતાં પણ પ્રજાને કોઇ પણ જાતનો સંતોષ ન થયો, કારણ કે બ્રિટીશ સરકારની હિન્દના લાભોને ચૂસી નાખી બ્રિટીશ પ્રજાના લાભો સાચવવાની રાજનીતિથી પ્રજા ખળભળી રહી હતી. ૧૮૫૭ ના યુદ્ધનાં સ્મરણો પ્રજાના હૃદયમાં જેવાં ને તેવાંજ તાજાં હતાં અને સર્વત્ર સંશય, અસંતોષ, અવિશ્વાસ અને નિરાશાનું વાતાવરણ વ્યાપી રહ્યું હતું.

આવા સંજોગોમાં અને પરિસ્થિતિ વચ્ચે પંડિત મોતીલાલજીનો જન્મ ૧૮૬૧ માં દિલ્હી ખાતે થયો હતો.

# પ્રકરણ ૨ જું

## જન્મ, બાલ્યકાલ અને શિક્ષણ

[ ૧૮૬૧-૧૮૮૬ ]

સૌન્દર્ય અને રમણીયતાનું નિવાસસ્થાન કાશ્મીર સારા હિન્દમાં વિખ્યાત છે. એના પ્રાકૃતિક સૌન્દર્યથી આકર્ષાઇ હજારો પ્રવાસીઓ પ્રતિવર્ષ કાશ્મીરના પ્રવાસે ઉતરી પડે છે. આર્યો હિન્દમાં આવ્યા ત્યારથી આર્યકવિઓએ કાશ્મીરનાં ગુણગાન મુક્તકંઠે ગાયાં છે. આજે પણ રાજામહારાજાઓ, મહારાણીઓ તથા જમીનદાર અને ધનવાન કુટુમ્બનાં સ્ત્રીપુરુષો શરીરસ્વાસ્થ્ય તથા આનંદોપભોગને કાજે કાશ્મીર પ્રતિ પગલાં માંડી રહે છે. કાશ્મીરમાં પ્રકૃતિ એના સર્વાંગ-સુન્દર સ્વરૂપમાં શોભી રહે છે તેવી જ રીતે કાશ્મીરની સુન્દરીઓ પોતાના અનુપમ સૌન્દર્ય અને રસિકતાથી હિન્દના સ્ત્રીવર્ગમાં પ્રથમ સ્થાને શોભી રહે છે. કાશ્મીર નિવાસીઓમાં બે પ્રધાન જાતિઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. એક હિન્દુ-કાશ્મીરી જાતિ અને બીજી મુસલમાન-કાશ્મીરી જાતિ-હિન્દુ-કાશ્મીરી જાતિ શિક્ષણમાં, સંસ્કારમાં અને જીવનના અનેક ક્ષેત્રોમાં અગ્રસ્થાન સદીઓ થયાં ભોગવી રહી છે. કાશ્મીરનું જાહેરજીવન એ જાતિની વ્યક્તિઓએ ઘડયું છે અને સરકાર-દરબારમાં એ જાતિના સભ્યો ઘણું ઉચ્ચ સ્થાન ભોગવે છે. એ જાતિના પુરુષો તેમજ સ્ત્રીઓ સુશિક્ષિત અને સંસ્કારી હોઈ સારા ઉત્તર હિન્દમાં એમણે ગૌરવવન્તુ સ્થાન પ્રાપ્ત કરેલું છે. હિન્દના જાહેર જીવનનું કોઇ પણ ક્ષેત્ર એવું નથી કે જેમાં એ જાતિના સ્ત્રીપુરુષોએ પોતાનો ભાગ ન ભજવ્યો હોય. આજે પણ એ જાતિના અનેક પુરુષો હિન્દના રાજકીય ક્ષેત્રમાં પ્રથમ સ્થાન ભોગવી રહ્યા છે અને યથાશક્તિ રાષ્ટ્રના ઘડતરમાં પોતાનો ફાળો આપી રહ્યા છે.

પંડિત મોતીલાલજીના પિતા પંડિત ગંગાધરજી હિન્દુ-કાશ્મીરી

જાતિમાં ઘણું ઉચ્ચ સ્થાન ભોગવતા હતા. સારી જાતિ એમના તરફ ઘણા આદર તથા માનથી જોતી અને સન્માનતી. જાતિના પ્રધાન પુરુષ હોઈ જાતિની અનેક સંસ્થાઓ, સમાજો તથા સભાઓમાં એમના વિચારો અને સૂચનાઓ અનુસાર કાર્ય કરવામાં આવતું. જાતિમાં અતિપ્રિય હોવા ઉપરાંત એઓ સરકારના પણ ઘણા માનીતા થઇ પડયા હતા. વ્યવહારદક્ષ, મુત્સદ્દી અને બહાદુર નર હોવાથી સરકારે કાશ્મીરના પોલીસ–વિભાગમાં ઉચ્ચ પદ ઉપર એમની નીમણુંક કરી હતી. આ અધિકાર ઉપર એમણે પોતાની યોગ્યતા તથા નિપુણતાથી અધિકારવર્ગ ઉપર એવો પ્રભાવ પાડયો કે તરત જ એમને દિલ્હીના કોટવાલના પદ ઉપર નિયુક્ત કરવામાં આવ્યા. આ કોટવાલ–પદ પ્રાપ્ત થતાંજ એમણે એમનું કાર્ય ઘણીજ ઇમાનદારી અને નિષ્પક્ષપણે ચલાવવા માંડયું. અનેક પ્રસંગોએ સરકારને અમૂલ્ય મદદ કરી અને શહેરના રક્ષણની વ્યવસ્થાનો ઉત્તમ પ્રકારે પ્રબંધ કરી સર્વ લોકને પ્રિય થઇ પડયા. બદમાશો, ચોરો અને ધાડપાડુઓના વંશને નિર્મૂલ કરી નાખવામાં એમણે એકલે હાથે અનેક પ્રયાસો કર્યા અને પ્રજા વર્ગની પ્રશંસા અને ભક્તિ જીતી લીધી. સરકાર અને જનતા ઉભયને પ્રિય થઈ પડેલા પંડિત ગંગાધરજીએ પોતાનું કાર્ય કરતાં શરીરની પણ દરકાર ન રાખી. આખરે જીવનના અન્તિમ કાલે કેટલોક સમય અસ્વસ્થ અવસ્થા ભોગવી એઓ સન ૧૮૬૧ ના ફેબ્રુઆરી માસમાં સ્વર્ગે સીધાવ્યા.

પંડિત ગંગાધરજીનું કુટુમ્બ ઘણું બહોળું હતું. એમના બે પુત્રો પંડિત નંદલાલ નેહરુ અને પંડિત બંશીધર નેહરુને એમણે જાતે કેળવી ઉચ્ચ શિક્ષણ આપી જીવનના કાર્ય માટે લાયક બનાવ્યા હતા. એમના ત્રીજા પુત્ર પંડિત મોતીલાલ નેહરુ એમના મૃત્યુ પછી ચાર મહીને સન ૧૮૬૧ ના મે મહીનામાં જન્મ્યા હતા. પિતાની દેખરેખ તથા સ્નેહનો લ્હાવો અનુભવવાનું સદ્દભાગ્ય મોતીલાલજીને પ્રાપ્ત ન થવાથી એ માટે એમણે મોટી વયે અનેક વખતે પોતાનો ખેદ દર્શાવ્યો છે.

પંડિત નંદલાલજીએ એમના પિતાના જીવનકાલ દરમ્યાન જ પોતાનું શિક્ષણ પુરું કર્યું હતું અને વકીલાતની પરીક્ષા પાસ કરી થોડા વખતથી વકીલાત પણ શરુ કરી હતી. પિતાના મૃત્યુ પછી ગૃહવ્યવસ્થાનો સઘળો ભાર પંડિત નંદલાલજીને શિરે આવી પડયો. એમણે ઘણી જ યોગ્યતાથી ગૃહવ્યવસ્થાનો પ્રબંધ કર્યો અને પોતાની દુઃખગ્રસ્ત જનનીને હંમેશ સાન્ત્વન આપી જીંદગીભર પ્રસન્ન રાખવામાં સફલ થયા. પંડિત બંશીધરજી ઉચ્ચ શિક્ષણ સમાપ્ત કરી ઘણા વખતથી જડજના પદે નિયુક્ત થયા હતા.

પંડિત મોતીલાલજીનું પાલન–પોષણ પંડિત નંદલાલજીએ ઘણા પ્રેમથી કર્યું અને એમને પિતાની ખોટ ન લાગે એ બાબત ઉપર ખાસ ધ્યાન આપ્યું. બાલપણમાંથી જ મોતીલાલજીની પ્રતિભાશાળી પ્રકૃતિની બધાંને ઝાંખી થવા લાગી. “ એક દિવસ મ્હારો પુત્ર સારા ભારતવર્ષનું અને જગતનું ધ્યાન ખેંચી રહેશે અને અમર કીર્તિનો ભોક્તા થશે ” એ સત્યની ઝાંખી કરવા પણ પંડિત ગંગાધરજી જીવ્યા ન હતા. આજે એઓ સ્વર્ગમાંથી એ સત્ય જોઇ રહ્યા હશે અને આનંદ પામતા હશે. નાનપણમાંથી જ પોતાની ચંચલતા, દઢ વિચારપણું, બુદ્ધિકૌશલ્ય, તથા બાલકો ઉપર સરજોરી કરવાની વૃત્તિથી મોતીલાલજી પોતાના ભાવિ જીવનનો પરિચય બધાને કરાવી રહ્યા હતા.

સાત વર્ષની વયે એમને ઘર આગળ જ પ્રારંભિક શિક્ષણ આપવાનું શરૂ થયું. એમના મોટા ભાઇ નંદલાલજીએ એમને ફારસી અને અરેબીક ભાષાઓનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું. થોડા વખતમાં જ મોતીલાલજી એ વિષયમાં ઘણા ઝળકી ઉઠયા. બન્ને ભાષાનાં અનેક પુસ્તકો વાંચી એમણે એ ભાષાઓ બોલવામાં ઘણું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું. આ પ્રમાણે બાર વર્ષની અવસ્થા સુધી તો ઘર આગળ જ વિદ્યાધ્યયન કર્યું અને પછી સન ૧૮૭૩ માં માધ્યમિક શિક્ષણને માટે નંદલાલજી એમને કાનપુર લઈ ગયા અને ગવર્નમેન્ટ હાઈસ્કુલમાં બેસાડયા. આ વખતે પંડિત નંદલાલજી કાનપુરમાં વકીલાત કરતા

હતા. લખવા–વાંચવામાં મોતીલાલજીએ શરૂઆતથી જ પોતાની હુશીઆરી દેખાડવા માંડી. એઓ સ્કુલની સઘળી પરીક્ષાઓમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરતા હોવાથી બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ એમની પ્રશંસા કરતા. એક પ્રસંગે સ્કુલના હેડમાસ્તરે વિદ્યાર્થીઓની સભા સમક્ષ એમની ઘણી પ્રશંસા કરી અને એમને માટે ઉજ્જવલ ભાવિની આગાહી કરવાને પ્રેરાયા હતા. હેડમાસ્તર એમના મોટા ભાઇ નંદલાલજી આગળ પણ એમની બુદ્ધિમત્તા તથા ચાલાકીની પ્રશંસા કરવાનું ચૂકતા નહિ. મોતીલાલજી હૉકી, ફૂટબૉલ, ટેનીસ વગેરે રમતોમાં પણ પૂરા પાવરધા હતા, અને એ રમતોમાં એમણે ઘણી વખત પારિતોષિકો પણ મેળવ્યાં હતાં. સન ૧૮૮૦ માં એમણે એન્ટ્રન્સની પરીક્ષા ઊંચા નંબરે પાસ કરી પોતાનું હાઇસ્કુલનું જીવન પૂરૂં કર્યું.

હાઇસ્કુલનું જીવન સમાપ્ત થતાં જ પંડિત નંદલાલજી, મોતીલાલજીને કોલેજમાં દાખલ કરવાને માટે અલ્હાબાદ લઇ ગયા. અલ્હાબાદ આવ્યા પછી તેઓ મેયો સેન્ટ્રલ કોલેજમાં જોડાયા. આખા સંયુક્ત પ્રાન્તમાં આ કોલેજ પ્રથમ સ્થાન ભોગવતી હતી. આ સંસ્થા સરકારી હોવાથી સઘળા સરકારી નોકરીની આશા રાખતા યુવાનો તથા ધનિક કુટુમ્બોના નબીરાઓ આ સંસ્થામાં શિક્ષણ લેવા આવતા. સન ૧૮૮૦ માં મોતીલાલજીએ એફ. એ. ક્લાસમાં બેસી પોતાનું કોલેજ જીવન શરૂ કર્યું. કોલેજમાં દાખલ થતાં જ મોતીલાલજીની પ્રતિભા તથા બુદ્ધિમાં અજબ પ્રકારનો વિકાસ થઇ રહ્યો અને એમણે તરત જ પોતાની શક્તિથી અધ્યાપકો તથા વિદ્યાર્થીઓને આંજી નાખી ત્હેમનાં હૃદય જીતી લીધા. આ કોલેજના પ્રિન્સીપાલ મિ. હેરીસન એક વિદ્વાન્ અને પૂર્વ અને પશ્ચિમની કેળવણીની પ્રથાઓના ખાસ અભ્યાસી અને જાણકાર પુરુષ હતા. સારા પ્રાન્તમાં એક દૂરદર્શી અને પ્રતિભાસંપન્ન શિક્ષક તરીકે તેમની ખ્યાતિ પ્રસરી રહી હતી.

તત્ત્વદર્શી શિક્ષક હોઇને પ્રિન્સીપાલ હેરીસનનું ધ્યાન મોતીલાલજી તરફ સ્વાભાવિક રીતે જ ખેંચાયું અને વધારે પરિચય થતાં મોતીલાલજી ઉપર એમને ખાસ સ્નેહ બંધાયો. કોલેજની "લીટરરી ક્લબ" ના સભાપતિ પ્રિન્સીપાલ હેરીસન હતા. આ સભા આગળ વિદ્યાર્થીઓ ભાષણો આપી તથા વાદવિવાદો કરી પોતાની તર્કશક્તિ તથા વક્તૃત્વશક્તિ ખીલવતા હતા. મોતીલાલજીએ પણ આ સભા સમક્ષ અનેક નિબંધો વાંચ્યા હતા અને એમની વર્ણનશૈલી, વિચાર-સમૃદ્ધિ તથા તર્કશક્તિથી પ્રિન્સીપાલ હેરીસન ઘણી વાર મુગ્ધ થઇ જતા, અને બોલી ઉઠતા કે "મિ. નેહરુ અવશ્ય એક દિવસ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે." આ પ્રમાણે અનેક પ્રવૃત્તિઓથી ભરેલું એમનું કોલેજ જીવન ચાર વર્ષ સુધી ચાલ્યું. સન ૧૮૮૪ માં બી. એ. ની પરીક્ષા પાસે આવતાં તેઓ બિમાર પડી ગયા અને એ વર્ષની પરીક્ષામાં ન બેસી શક્યા. આ બનાવથી પ્રિન્સીપાલ હેરીસન તથા એમના મોટા ભાઈ નંદલાલજીને ઘણું દુઃખ થયું.

માંદગીના બિછાનેથી ઉઠતાં જ મોતીલાલજી વકીલની પરીક્ષાને માટે અભ્યાસ કરવામાં પ્રવૃત્ત થઈ ગયા. દોઢ વર્ષ પછી સન ૧૮૮૬ માં એમણે "હાઇકોર્ટ–વકીલ"ની પરીક્ષા આપી અને પ્રથમ નંબરે પાસ થયા એટલું જ નહિ, પરન્તુ "મેડલ" તથા "ડિસ્ટિંકશન" પણ પ્રાપ્ત કર્યા. આ પરીક્ષા પસાર કરતાં જ શિક્ષિત વર્ગોમાં એમની પ્રતિષ્ઠા વધી ગઇ અને જ્વલન્ત અને કીર્તિવન્ત ભાવિનું દર્શન એમની આંખો આગળ રમી રહ્યું.

# પ્રકરણ ૩ જું

## વકીલાત અને મહાસભા

[ ૧૮૮૬-૧૯૧૯ ]

સન ૧૮૮૬ માં પંડિત મોતીલાલજી એમના મોટા ભાઈ પંડિત નંદલાલજીની દેખરેખ નીચે કાનપુરમાં વકીલાત કરવાની શરૂઆત કરી. પંડિત નંદલાલજી કાનપુરમાં એક બાહોશ અને પ્રતિષ્ઠિત વકીલ તરીકે જનતા તથા સરકારમાં સારૂં માન ભોગવતા હતા. આ કારણને લઈને મોતીલાલજીને વકીલાત કરવામાં કોઈ પણ જાતની આરંભની મુસ્કેલીઓ વેઠવી પડી નહિ. થોડા વખત પછી નંદલાલજી હાઈકોર્ટમાં પ્રેક્ટીસ કરવાના ઇરાદાથી અલ્હાબાદ આવ્યા અને અલ્હાબાદ હાઇકોર્ટમાં વકીલાત શરૂ કરી. મોતીલાલજીએ સન ૧૮૮૯ સુધી કાનપુરમાં જ વકીલાત કરવાનું ચાલુ રાખ્યું. સન ૧૮૮૯ માં મોતીલાલજી પણ હાઈકોર્ટમાં પ્રેક્ટીસ કરવાના ઈરાદાથી અલ્હાબાદ આવ્યા અને પંડિત નંદલાલજીની પ્રતિષ્ઠાને લઈને એમને આગળ વધવામાં ઘણી સરળતા થઈ ગઈ. કાનપુર છોડયા પછી એઓ અલ્હાબાદમાં મીરગંજ મહોલ્લામાં રહેવા લાગ્યા. આ વખતે જ અકસ્માત પંડિત નંદલાલજી મૃત્યુ પામ્યા અને મોતીલાલજી એમના મોટાભાઈની ગાદીના માલીક બન્યા. નંદલાલજીનું કામ હવે મોતીલાલજીને મળવા લાગ્યું એટલે એમની પ્રેક્ટીસ ધમધોકાર ચાલવા લાગી. હાઈકાર્ટના આગળ પડતા વકીલોમાં હવે એમની પણ ગણના થવા લાગી.

મીરગંજ મહોલ્લામાં એ ઘણાં વર્ષ રહ્યા અને અહીંઆ જ રાષ્ટ્રપતિ જવાહરલાલનો* જન્મ થયો હતો. આ વખતે મોતીલાલજીની પ્રેક્ટીસ ઘણી ધીકતી ચાલતી હતી, એટલે એમને એક સારા નિવાસ સ્થાનની આવશ્યકતા જણાઈ. આ વિચારથી એઓ હાઈકોર્ટની પાસે સીવીલ લાઇન્સ પાસે આવેલા સદ્ગત સર સુન્દરલાલજીના નં. ૮

* રાષ્ટ્રપતિ જવાહીરલાલ નેહરૂનું જીવનચરિત્ર વાંચો. કિં. ૦-૨-૦

એ લિગીન રોડ ઉપર આવેલા બંગલામાં આવી રહેવા લાગ્યા. આ વખતે અંગ્રેજી પત્રો, ન્યાયાધીશો તથા જનતા એમની શક્તિઓની પ્રશંસા મુક્ત કંઠે કરી રહ્યા હતા. સેંકડો મુકદ્દમાઓ હાથમાં લઇ પોતાની તર્કશક્તિ અને દલીલોથી વિજય મેળવી એઓ પોતાની કીર્તિમાં ઓર વધારો કરી રહ્યા. અલ્હાબાદમાં પ્રયાગલાલજી નામના એક શખ્સ ઉપર સાત ગુન્હાઓના આરોપ મૂકવામાં આવ્યા હતા. મોતીલાલજીએ પોતાની દલીલો અને વાકૂશક્તિના પ્રભાવે એને છોડાવી મૂક્યો. આ વિજયથી મોતીલાલજીની કીર્તિ અનેક ગણી વધી ગઇ.

એમની પ્રેકટીસ હવે હજારો રૂપીઆઓ ઉપર ચાલી ગઇ હતી એટલે એમને પોતાની પ્રતિષ્ઠાને યોગ્ય એવા સ્થાન અને મહેલની જરૂર જણાવા લાગી. અલ્હાબાદના કર્નલગંજ મહોલ્લાની પૂર્વે આવેલો એક સુન્દર બંગલો શહેરમાં ઘણો જ પ્રખ્યાત હતો. એ બંગલાના અધિકારી સદ્દગત સર સૈયદ અહમદખાના પુત્ર જસ્ટીસ મહમદ હતા. જસ્ટીસ મહમદે એ બંગલો એવા સ્થાન ઉપર બંધાવ્યો હતો કે આબોહવા તથા આરોગ્યની દૃષ્ટિએ એ બંગલાની ઉપયોગિતા ઘણી જ હતી. જસ્ટીસ મહમદ પાસેથી મુરાદાબાદના શ્રીમાન્ રાજા પરમાનંદે એ બંગલો ખરીદી લીધો હતો, પરન્તુ રાજાસાહેબ અલ્હાબાદમાં ભાગ્યે જ રહેતા એટલે એ બંગલાનો ઉપયોગ ઘણે ભાગે નહિ જ જેવો થતો હતો. આ કારણથી મોતીલાલજીએ રાજા પરમાનંદને એ બંગલો ખરીદી લેવાનો પોતાનો વિચાર જણાવતાં જ રાજાસાહેબે એ બંગલો મોતીલાલજીને વેચી દીધો. બંગલો ખરીદી લીધા પછી મોતીલાલજીએ એ બંગલાનું નામ “ આનન્દ–ભવન ” રાખ્યું. મોતીલાલજીના હાથમાં આવતાં જ એ બંગલાનું ભાગ્ય ચમકી ઉઠયું. મોતીલાલજી પશ્ચિમની સભ્યતાનાં પૂજક હોવાથી એમણે બંગલાની મરામત કરાવી બંગલાની આસપાસ અનેક ફૂલ–વાડીઓ બનાવી “ આનન્દ–ભવન ” ને ખરેખર આનન્દ, સૌન્દર્ય, રમણીયતા અને વિશ્રાન્તિનું

ભવન બનાવી દીધું. "આનન્દ–ભવન" આ પૃથ્વી ઉપરનું નન્દન–વન થઇ રહ્યું. જન્મે કાશ્મીરી હોવાથી મોતીલાલજી સ્વાભાવિક જ સૌન્દર્યના પૂજક હતા અને એમની સૌન્દર્યપૂજા, રસસંસ્કારિતા તથા કલાભિજ્ઞતા "આનન્દ–ભવન" ની આસપાસ વ્યાપી રહેતાં વાતા-વરણમાં મૂર્તિમન્ત થઈ રહી.

આ પછીથી મોતીલાલજી "આનન્દ–ભવન"માં મોજશોખમાં અને પશ્ચિમની સભ્યતા પ્રમાણે રહેવા લાગ્યા, અને હાઇકોર્ટમાં શાન્તિ-પૂર્વક વકીલાત કરવાનું ચાલું રાખ્યું. એમની પ્રતિષ્ઠાને લઇને સંયુક્ત પ્રાન્તના રાજાઓ, જમીનદારો, તાલુકદારો તથા બીજા અનેક ધનિકો પોતાના મુકદમાઓ મોતીલાલજીને મોકલવા લાગ્યા અને ધીમે ધીમે મોતીલાલજી વકીલાતના ધંધામાં ઉન્નતિને શિખરે વિરાજી રહ્યા. અલ્હાબાદ હાઇકોર્ટમાં એમણે આ પ્રમાણે પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું અને સન ૧૮૯૫ માં એમને એડવોકેટ બનાવવામાં આવ્યા. આ વખતે એમની વાર્ષિક આવક લગભગ એક લાખ રૂપીઆથી પણ વધારે હતી. એમની પ્રતિષ્ઠા માત્ર સંયુક્ત પ્રાન્તમાં જ નહિ પરન્તુ સારા હિન્દમાં પહોંચી વળી હતી.

જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ એમની વાર્ષિક આવક લાખો રૂપીઆની થઈ રહી. સારા હિન્દના વકીલો અને એડવોકેટોમાં એમનું સ્થાન અદ્વિતીય હોઇ એમની પ્રશંસા સર્વત્ર સંભળાતી હતી. સન ૧૯૨૦ માં મહાત્માજીએ શરૂ કરેલા અસહકારયુદ્ધમાં જોડાયા અને એમણે વકીલાત કરવાનું છોડી દીધું. ગાંધીજીની ગિરફતારી પછી અસહકારના આન્દોલનો બન્ધ થયાં એટલે મોતીલાલજીએ "ચેમ્બર–પ્રેકટીસ" કરવાનું શરૂ કર્યું, સાથે સાથે રાષ્ટ્રની સેવા પણ કરતા રહ્યા. સ્વરાજપાર્ટીના નેતા તરીકે એમનો ઘણો સમય રાષ્ટ્રીય કાર્યમાં જતો હોવાથી પ્રેકટીસ કરવાને માટે થોડોજ સમય એમને મળતો. આ થોડા સમયમાં પણ એઓ હજારો રૂપીઆ મેળવી લેતા. લખના સ્ટેટનો મુકદમો લડવા તેઓ સન ૧૯૨૭ માં ઇંગ્લેન્ડ ગયા

હતા અને એ કેસમાં વિજય પણ મેળવ્યો હતો. પટનાના અંગ્રેજી પત્ર "સર્ચલાઈટ"નો મુકર્દમો પણ એમણે હાથ ધર્યો હતો. દરભંગાના મહારાજાનો કેસ પણ એમણે સ્વીકાર્યો હતો, પરન્તુ આ વર્ષે સરકારના મહેમાન થવાથી એ કેસ મુંબાઈ હાઈકોર્ટના સિંહ ગણાતા વિખ્યાત ધારાશાસ્ત્રી રા. ભુલાભાઇ દેશાઇને સુપ્રત કરવામાં આવ્યો હતો. રા. ભુલાભાઈ એ કેસમાં વિજયવન્ત નીવડ્યા છે. રા. ભુલાભાઇ દેશાઇ સાથે રા. ગુલાબભાઇ નારણજી જોશી એડવોકેટે પણ એ કેસમાં કામ કર્યું હતું. સન ૧૯૩૦ નું ધર્મયુદ્ધ શરૂ થતાં જ મોતીલાલજીએ વકીલાત છોડી દીધી હતી અને પોતાની બધી શક્તિઓ રાષ્ટ્રકાર્ય ઉપર જ એકત્રિત કરી પોતાની રાષ્ટ્રભક્ત તથા સ્વાતન્ત્ર્ય પ્રિયતાનું જ્વલન્ત દૃષ્ટાંત જનતા સમક્ષ રજુ કર્યું હતું.

મોતીલાલજીની વકીલાતના ખાસ લક્ષણો અદ્ભુત તર્ક શક્તિ, કાયદાનું તલસ્પર્શી જ્ઞાન, સામા પક્ષને તથા ન્યાયાધીશોને આંજી નાખતી દલીલ યુક્ત વક્તૃત્વશક્તિ તથા અસાધારણ પ્રતિભા કહી શકાય. વકીલ તરીકે એમની સાથે ઉભા રહી શકે એવા વકીલો, બેરિસ્ટરો તથા એડવોકેટો આજે હિન્દમાં બહુજ થોડા છે. મોતીલાલજી ઇંગ્લેન્ડમાં જન્મ્યા હોત તો જરૂર એમણે લોર્ડ ચીફ જસ્ટીસ અગર લોર્ડ ચેન્સેલરનો હોદ્દો નાની વયે જ પ્રાપ્ત કર્યો હોત. પરદેશી હિન્દી સરકારે એમની કીંમત આંકી નથી; કારણ સ્પષ્ટ છે. સદ્‌ગત લોર્ડ સિંહા, સદ્‌ગત દેશબન્ધુ દાસ, સદ્‌ગત સર રાસબિહારી ઘોષ, સદ્‌ગત સર તારકનાથ પલિત, સર તેજ બહાદુર સપ્રુ તથા રા. ભુલાભાઇ દેશાઇ સિવાય બીજા કોઈ પણ ધારાશાસ્ત્રીને મોતીલાલજીની હરોળમાં મૂકવાનો પ્રયાસ કરવો એ નરી મૂર્ખતા છે. મોતીલાલજીએ વકીલાતમાંથી કરોડો રૂપીઆની સંપત્તિ ઉત્પન્ન કરી અને એ સંપત્તિનો ઉપયોગ રાષ્ટ્રના ઉદ્ધાર કાજે એમણે છૂટે હાથે કરેલો છે. આ વર્ષેજ મોતીલાલજીએ રાષ્ટ્રને ચરણે "આનન્દ–ભવન"ની ભેટ ધરી પોતાની અગાધ સંપત્તિના સદુપયોગનું જ્વલન્ત દૃષ્ટાન્ત પુરૂં પાડ્યું છે.

## રાજકારણ–મહાસભા સાથેનો સબન્ધ

મોતીલાલજી વકીલાતના ધંધામાં ઠરીઠામ થયા ત્યારથી જ મહાસભા તરફ પોતાની ભક્તિ વાળી હતી. બીજા હિન્દીઓ માફક એમનું હૃદય પણ પરદેશીઓની સત્તા તથા શોષણનીતિ નિહાળીને વિષાદ પામતું હતું. શરૂઆતમાં એઓ લેખો લખીને પોતાના રાજકીય વિચારો દર્શાવતા હતા અને મહાસભાની બેઠકોમાં હમેશ હાજરી આપતા. સન ૧૯૦૯ માં એઓ અખીલ–ભારતીય મહાસભા–સમિતિના સભ્ય ચૂંટાયા હતા. મુંબાઇમાં સર હેન્રી કોટના પ્રમુખપદે ભરાયેલી મહાસભામાં મોતીલાલજીએ પોતાના પુત્ર જવાહરલાલ સાથે હાજરી આપી હતી. કોન્ગ્રેસનું સુકાન શરૂઆતમાં મોડરેટોના હાથમાં હોવાથી મહાસભામાં સરકાર વિરૂદ્ધ કોઇપણ જાતના ઠરાવો તથા ભાષણો કરવાનો પ્રતિબન્ધ હતો. મિ. ગોખલે સર ફિરોજશાહ મહેતા, પંડિત વિષ્ણુનારાયણ, પંડિત અયોધ્યાનાથ, મિ. સુરેન્દ્રનાથ બેનરજી વગેરે નેતાઓ આ વખતે મહાસભામાં પ્રધાન સ્થાન ભોગવતા હતા. મોતીલાલજી મહાસભાના કાર્યમાં કાંઈ પણ સક્રિય ભાગ ન લેતા હોવા છતાં પણ મહાસભાની બેઠકોમાં હાજરી આપી ઠરાવો ઉપર ભાષણો કરી યથાશક્તિ દેશનું કલ્યાણ કરવાનો સંતોષ માની લેતા.

સાત વર્ષ સુધી મોતીલાલજીએ સંયુક્ત–પ્રાન્તની કોંગ્રેસ–કમીટીનું પ્રમુખપદ શોભાવી એ પ્રાન્તમાં રાષ્ટ્રીય જીવનમાં ઘણું ચેતન રેડ્યું હતું. ખેડુતોના હિતોને માટે પણ એમણે બનતા પ્રયાસો કરી ખેડુતોની સ્થિતિ સુધારવામાં કિંચિત્ વિજય પણ મેળવ્યો હતો.

મોતીલાલજીની દેશભક્તિ અને યોગ્યતાને લઇને સન ૧૯૦૭ માં ભરાયેલી સંયુક્ત–પ્રાન્તની રાજકીય પરિષદનું પ્રમુખપદ એમને આપવામાં આવ્યું હતું. એમણે પ્રમુખપદેથી આપેલું ભાષણ વક્તૃત્વમાં અને વસ્તુદર્શનમાં અનુપમ હતું અને એમના રાજદ્વારી ભવિષ્ય અને રાષ્ટ્રીય નેતૃત્વના સૂચક તરીકે બધાએ વધાવી લીધું હતું એ ભાષણ દરમ્યાન એમણે દેશની પરિસ્થિતિ વિષે બોલતાં

ઉચ્ચાર્યું હતું કે "હિન્દની ગુલામી દશા દિવસે દિવસે વધુ બગડતી જાય છે. વિદેશી સરકાર પોતાની એક હથ્થુ સત્તા તથા દોરથી પ્રજાને વધારે ને વધારે દબાવી રહી છે. સરકારને હું ચેતાવી દઉં છું કે આ દેશની મુક્તિની ક્ષણ હવે વધુ દૂર નથી. અત્યાચારોથી પીડાઇ રહેલી પ્રજા લાંબો વખત આ ગુલામગીરી સહેવાને હવે તૈયાર નથી. બ્રિટીશ પ્રજા જો આ દેશમાં રાજ કરવા માગતી હોય તો સરકારે પ્રજાની સહાનુભૂતિ જીતી લેવી જોઇએ, લોકોનાં સુખ–દુઃખોમાં ભાગ લેતાં શીખવું જોઇએ તેમજ દેશના રાજવહીવટમાં પ્રજાના નેતાઓને સ્થાન આપવાની આવશ્યક્તાનો સત્વર સ્વીકાર કરવો જોઇએ. હિન્દે સ્વતંત્ર થવાનો પાક્કો નિશ્ચય કર્યો છે અને સરકાર એ નિશ્ચયને દાબી શકે એમ નથી."

સન ૧૯૧૩ ફરીથી એમને લખનો ખાતે મળેલી પ્રાન્તીય પરિષદનું પ્રમુખપદ આપવામાં આવ્યું. પ્રમુખપદેથી બોલતાં એમણે ઉચ્ચાર્યું કે: "પ્રતિદિન દેશની સમસ્યા વધારે ગૂંચવાતી જાય છે આ સ્થિતિ સુધારવાના પ્રયાસો કરવાની પ્રત્યેક ભારતવાસીની ફરજ છે, ધર્મ છે. હિન્દને સ્વતન્ત્ર બનાવવાનું કાર્ય શિક્ષિત સ્ત્રીપુરુષોનું છે."

મોતીલાલજી સંયુક્ત પ્રાન્તની ધારાસભામાં પણ દાખલ થઇ જનસેવા કરવાની પોતાની અભિલાષાઓને સંતોષતા હતા. સન ૧૯૦૯ માં એઓ પહેલવહેલા સંયુક્ત–પ્રાન્તની ધારાસભામાં જોડાયા અને પછીથી જ્યારે જ્યારે ધારાસભાઓને માટે ઉમેદવારી કરતા ત્યારે ત્યારે એક મતે ચુંટાતા. ધારાસભાના કાર્યથી મોતીલાલજીએ પ્રજા હિતને આગળ વધારવામાં ઘણો અમૂલ્ય ભાગ ભજવ્યો હતો. સન ૧૯૧૮ માં મોન્ટેસોરી સુધારાની યોજનાને ઉઘાડી પાડવામાં એમણે ધારાસભામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો.

સન ૧૯૧૭ માં મિસીસ એની બિસાંટે ઉપાડેલી "હોમ રૂલ" ની ચલવલમાં પણ મોતીલાલજી અગ્રગણ્ય નેતા તરીકે એ ચલવલને પોતાના પ્રાન્તમાં સફલ બનાવવામાં પોતાની સઘળી કાર્યશક્તિ અને

વ્યવસ્થાશક્તિ વાપરી રહ્યા હતા, એટલું જ નહિ પરન્તુ અલ્હાબાદની "હોમ-રૂલ" લીગનું પ્રમુખપદ દીપાવી પોતાની રાષ્ટ્રભક્તિની ધગશથી જનતાનું હૃદય ધમધમાવી મૂક્યું હતું.

સન ૧૯૧૯ માં પંજાબ-હત્યાકાંડ વખતે એમણે અતિશય ઉત્સાહ અને પ્રેમથી પંજાબની દુઃખી જનતાની સેવા કરી અનેક કાર્યકર્તાઓને અજબ પ્રોત્સાહન આપ્યું હતું. પંજાબ-હત્યાકાંડથી આખા દેશમાં સનસનાટી ફેલાઇ ગઇ હતી. સ્થળે સ્થળે, શહેરે-શહેર, ગામે ગામ સભાઓ ભરાતી અને લોકનેતાઓ સરકારના અત્યાચારોની વિગતો લોકોને સમજાવતા. સરકારે દમનનીતિનાં પૂરો, છૂટે હાથે સારા દેશમાં છોડી મૂક્યાં હતાં. મોતીલાલજીએ હિન્દી સેક્રેટરી ઓફ સ્ટેટ મિ. મોન્ટેગ્યુને હિન્દની પ્રજાને ન્યાય આપવા માટે ખાસ તાર કર્યો. સન ૧૯૧૯ ના સપ્ટેમ્બરની દસમી તારીખે આપેલા ભાષણમાં મોતીલાલજીએ ધગધગતા શબ્દોમાં હિન્દી સરકારની અને પંજાબના અત્યાચારાની સખત ઝાટકણી કાઢી નાંખી, અને સરકારને દમનનીતિના પરિણામો વિષે સ્પષ્ટ ચેતવણી સંભળાવી દીધી.

આ હત્યાકાંડ પછી ઓલ-ઇન્ડિઆ કોન્ગ્રેસ કમિટીએ આ અત્યાચારો વિષે તપાસ કરવા મોતીલાલજીના પ્રમુખપદે એક કમિટી નીમી. આ કમિટીના અન્ય સભ્યો દેશબન્ધુ દાસ અને રા. જયકર પણ હતા. એ કમિટીએ સઘળી વિગતો એકઠી કરી એક રિપોર્ટ તૈયાર કર્યો. મોતીલાલજીએ પોતાની બધી શક્તિઓ આ તપાસ કાર્યમાં વાપરી હતી. રિપોર્ટ બહાર પડતાં આખા દેશમાં હાહાકાર થઈ રહ્યો, પરન્તુ સરકારે કોઈ પણ જાતની દાદ ન દેતાં સર વિલીયમ હન્ટરના પ્રમુખપદે એક કમિટી નીમી એ બનાવ ઉપર ઢાંકપીછોડો કરવાનો પ્રયાસ કીધો. ઉમરાવોની સભાએ હિન્દની તિજોરીમાંથી જનરલ ડાયરને પેન્સન આપવાનો ઠરાવ પસાર કરી પ્રજાને વધારે ગુસ્સે બનાવી. આ વખતે મહાત્મા ગાંધી દેશને દોરવાને માટે આગળ આવ્યા ન હોત, તો

આખા દેશમાં હિંસા અને ખુનરેજીનું વાતવરણ વ્યાપી રહેત એ ચોક્કસ છે.

પંજાબ–હત્યાકાંડ વખતે મોતીલાલજીએ કરેલી અનુપમ સેવાઓ તથા તેમની દેશભક્તિની કદર કરીને પ્રજાએ એમને સન ૧૯૧૯ ની અમૃતસર ખાતે ભરનારી મહાસભાના પ્રમુખ ચૂંટી કાઢ્યા. પ્રમુખપદેથી આપેલા ભાષણમાં, એમણે હિન્દી સરકારની, મોન્ટ–ફોર્ટ સુધારાની યોજનાની, પંજાબના અત્યાચારીઓની, બ્રિટીશ પ્રજાની સખત ઝાટકણી કાઢી રાષ્ટ્રના માનસનું પ્રતિબિંબ જગત્ સમક્ષ રજૂ કર્યું. અન્ય દેશોમાં બનેલી ક્રાન્તિઓનો ઇતિહાસ વર્ણવી હિન્દમાં પણ એવી ક્રાન્તિ ફાટી ન ઉઠે એ વિષે સરકારને સચોટ શબ્દોમાં ચેતવણી આપી દીધી આખું ભાષણ એક કરુણરસ પ્રધાન કાવ્ય જેવું આજે પણ વાંચતાં આપણા હૃદયમાં સોંસરૂં ઉતરી જાય છે. અમૃતસરની મહાસભા પછી મોતીલાલજી ગાંધીજીના ગાઢ સહવાસમાં આવ્યા અને સન ૧૯૨૦ માં વકીલાત છોડી અસહકાર યુદ્ધમાં પોતાના આખા કુટુંબ સાથે જોડાઈ ગયા.

સંયુક્ત–પ્રાંન્તમાં મહાસભાના આદર્શોનો પ્રચાર કરવાની દૃષ્ટિથી એમણે સન ૧૯૨૦ માં "ઇન્ડિપેડન્ટ–The Indenpendent" નામનું અંગ્રેજી દૈનિક પત્ર સ્થાપ્યું. સ્વતન્ત્રતાની ભાવના અને આદર્શોને પોષી એ પત્રે પોતાનું નામ સાર્થક કર્યું. એ પત્રના તન્ત્રીમંડળમાં રા. રંગાઆયર, જયોર્જ જોસેફ તથા રા. સૈયદ હુસેન કામ કરતા હતા. પંડિત જવાહરલાલ તથા મોતીલાલ પણ અનેક પ્રસંગોએ એ પત્રમાં લેખો લખી પ્રાન્તના રાષ્ટ્રજીવનને પ્રેરણા અર્પતા હતા. મોતીલાલજીની ગિરફતારી પછીથી એ પત્ર બંધ પડયું. એ પત્રે એની ટુંક કારકીર્તિમાં પત્રકારિત્વના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉઘાડયું હતું.

# પ્રકરણ ૪ થું

## અસહયોગ-આન્દોલન અને મોતીલાલજી

**[ ૧૯૧૯–૧૯૨૩ ]**

અસહકારની ચળવળ કેવી રીતે ઉત્પન્ન થઇ એ સમજવા માટે હિન્દનો સન ૧૯૧૪ થી સન ૧૯૧૯ સુધીનો ઇતિહાસ તપાસવાની જરૂર છે. ૧૯૧૪ માં યુરોપનું મહા યુદ્ધ શરૂ થયું ત્યારથી ૧૯૧૮ માં સુલેહ થઇ ત્યાં સુધી હિન્દુસ્થાને બ્રિટીશ પ્રજાને પૈસા, માણસો તથા અન્ય અનેક પ્રકારની મદદો કરવામાં કોઇ પણ જાતની કચાશ રાખી નહતી. બ્રિટીશ વડા પ્રધાન લોઇડ જ્યોર્જે હિન્દને મોટાં મોટાં વચનો આપી પ્રજાને ઘણી જ સફાઇથી છેતરી હતી અને જ્યારે સલાહના કરારો ઉપર સહી થઈ ત્યારે હિન્દને આપેલાં વચનો ઉપર પાણી ફેરવવામાં આવ્યું. ઉદારમતવાદી સેક્રેટરી ઓફ સ્ટેટ મિ. મોન્ટેગ્યુ હિન્દને વધુ સુધારાઓ આપવાને ખાસ ઇંતેજાર હતા. મિ. મોન્ટેગ્યુ સન ૧૯૧૭ માં હિન્દને પ્રવાસે આવ્યા ત્યારે હિન્દના સઘળા પક્ષો તથા વર્ગોના પ્રતિનિધિઓને મળી હિન્દની રાજકીય માગણી સમજવાનો ખાસ પ્રયાસ કર્યો. આ પ્રયાસ પછી એમણે સન ૧૯૧૯ માં હિન્દને વધુ સુધારાઓ આપતું બીલ પાર્લામેન્ટમાં રજુ કરવાને માટે તૈયારી કરવા લાગ્યા.

આ બીલ તૈયાર થતું હતું તે વખતે જ લોર્ડ ચેમ્સફોર્ડની સરકારે વડી ધારાસભામાં રોલેટ ઍક્ટ દાખલ કર્યો અને બધાં સાધનો વાપરી એ એક્ટ પસાર કરાવી દીધો. આખી પ્રજાએ એક્ટ વિરૂદ્ધ પોકાર કરવા છતાં પણ સરકારે એ એક્ટ ખેંચી લેવાની સાફ ના પાડી આ વખતે મહાત્મા ગાંધી દેશને દોરવાને માટે આગળ આવ્યા અને તરત જ એ એક્ટની સામે પ્રજાનો વિરોધ દર્શાવવા સત્યાગ્રહની ચળવળ આરંભવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો. આ ઉદ્દેશથી મહાત્માજીએ સન ૧૯૧૯ ના

એપ્રીલની છઠ્ઠી તારીખે આખા દેશમાં વેપાર રોજગાર તથા બીજાં કાર્યો બંધ રાખી હડતાળ પાડવાનું ફરમાન બહાર પાડ્યું. આખા દેશમાં. શહેરે-શહેર અને ગામે ગામ સભાઓ ભરવામાં આવી. દિલ્હી ખાતે પ્રજા પક્ષ અને પોલીસ હાથોહાથ આવી ગઇ પરન્તુ સ્વામી શ્રદ્ધાનન્દજીની બહાદુરીથી ભયંકર પરિણામો આવતાં અટકી ગયાં. અમૃતસર અને જલીઆનવાળા બાગમાં અનેક હિન્દી સ્ત્રી પુરુષોને ગોળીથી ઉડાવી દેવામાં આવ્યાં. માઇકાલ ઓડવાયરે અને જનરલ ડાયરે પંજાબમા આ ચળવળ ચૂરી નાખવા માટે છૂટે હાથે કામ લેવા માંડ્યું. હિન્દી સરકારે પણ દમનનીતિ પૂર જોસમાં ચલાવવા માંડી. દેશની દશા ઘણી વિચિત્ર થઇ પડી. આ વખતે ખેડુતોનું આન્દોલન પણ પ્રચંડ સ્વરૂપ પકડી રહ્યું હતું. દેશમાં મહાસભાનો ગરમ પક્ષ ધીમે ધીમે જોર ઉપર આવતો હતો, અને સ્વદેશી અને બહિષ્કારની ચળવળે ઉગ્ર સ્વરૂપ પકડવા માંડ્યું. આજ વખતે બ્રિટન અને ત્હેના સહાયક પ્રજાઓએ તુર્કી તરફ બતાવેલી અન્યાય યુક્ત વર્તણુકથી હિન્દના મુસલમાનોમાં અતિશય અસંતોષ ફેલાયો હતો. ખિલાફતના રક્ષણ માટે મુસ્લીમ નેતાઓએ 'ખિલાફત' હીલચાલ જોરથી શરૂ કરી હતી. આ પ્રમાણે સન ૧૯૨૦ માં હિન્દુ-મુસલમાનોએ એકત્ર થઈ સરકારની વિરૂદ્ધ પ્રચંડ આન્દોલન શરૂ કર્યું. મહાત્માજીએ આ ઉભય હીલચાલોનું નેતૃત્વ સ્વીકારી દેશ સમક્ષ પોતાનો અસહકાર તથા સવિનય ભંગનો કાર્યક્રમ વિગતવાર મૂક્યો. પહેલાં કલકત્તાની ખાસ મહાસભાએ અને ત્યાર પછી નાગપુરની મહાસભાએ એ કાર્ય-ક્રમ સંપૂર્ણ રીતે સ્વીકારી લીધો સારા દેશમાં પ્રચંડ આન્દોલનો શરૂ થયાં અને સ્વદેશી અને બહિષ્કાર તેમ જ મદ્યપાન નિષેધ તથા શાળા, કોલેજો તથા કોર્ટોના બહિષ્કારની હીલચાલ પૂર જોસમાં ચાલી રહી. ઠેર ઠેર ચરખાઓ ચાલવા લાગ્યા, શહેરે-શહેરે પરદેશી કાપડની હોળીઓ થવા માંડી. આખો દેશ આ હીલચાલમાં

પંડિત મોતીલાલજી, જવાહરલાલજી, દેશબન્ધુ દાસ, રાજગોપાલાચારી, રાજેન્દ્ર બાબુ, વલ્લભભાઇ વગેરે નેતાઓ વકીલાતને લાત મારી આ લડતમાં પૂર વેગે જોડાઈ ગયા. મોતીલાલજી રાજકીય વિચારોમાં નરમ દલના હોવા છતાં આ વખતે દેશને પડખે ઉભા રહેવાનું એમણે ઉચિત ધાર્યું. મોતીલાલજીએ પોતાના ઘરની બધી પરદેશી વસ્તુઓ અગ્નિને અર્પણ કરી દીધી. આખુ નેહરુ કુટુમ્બ આ લડતમાં જોડાઇ ગયું. જવાહરલાલ પણ આ વખતે મહાત્માજીને પોતાના સઘળા બળથી જોઇતી સાહાય્ય કરી રહ્યા હતા, પિતા, પુત્ર, પત્ની. ભગિની–બધાંએ આ લડતને અજબ વેગ આપ્યો, દેશબન્ધુ દાસ તથા વાસન્તી દેવી પણ બંગાલમાં અજબ કાર્ય કરી રહ્યા હતાં. કસ્તુરબા, સરોજીની નાયડુ, ઉર્મિલા દેવી વગેરે હિન્દની ગૌરવવન્તી દીકરીઓ પણ કમાલ કરી રહ્યાં હતાં.

બધા પ્રાન્તોમાં શાળાઓ, કોલેજો ખાલી થઇ ગઇ. રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજો સ્થાપી ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણીની પ્રગતિને અજબ વેગ આપ્યો. ગુજરાત વિદ્યાપીઠ આ વખતે જન્મી. એ વિદ્યાપીઠમાં આચાર્ય ગીડવાની, આચાર્ય કૃપાલાની, આચાર્ય કાકા કાલેલકર વગેરે પ્રથમ પંક્તિના અધ્યાપકો તથા કેળવણીકારો કામ કરી રહ્યા. કોર્ટોનો બહિષ્કાર કરવાનો ઠરાવ પસાર થતાં જ મોતીલાલજીએ વકીલાત છોડી દીધી અને દેશને ખાતર લાખો રૂપીઆની આવકને લાત મારી દૂર ફેંકી દીધી. એમના આ અનુપમ ત્યાગથી પ્રેરાઇ ઘણા વકીલોએ વકીલાત છોડી દીધી.

આખા દેશમાં વ્યાપી રહેલા આ પ્રચંડ આન્દોલનથી સારી બ્રિટીશ પ્રજા, સારૂં જગત્ તથા હિન્દી સરકાર અંજાઇ ગઈ. આ સમયે મોતીલાલજીએ બધાં મોટાં શહેરોમાં ફરી ભાષણો આપવા માંડયાં. અલ્હાબાદ, કાશી, લકનૌ, કાનપુર, બિહાર, મુંબાઇ, મદ્રાસ, કલકત્તા વગેરે સ્થળોએ ભ્રમણ કરી એમણે મહાસભાનો સન્દેશ જનતાને પહોંચાડવામાં અજબ વિજય મેળવ્યો. અલ્હાબાદ ખાતે મહાત્માજીના

પ્રમુખપણા નીચે ભરાયેલી સભામાં ભાષણ કરતાં એમણે કહ્યું હતું કે "અસહકારની સફલતાને માટે હું લોકને જીવથી કામ કરવા કહું છું. મહાત્માજી આપણા નેતા છે, આપણા સરદાર છે. આપણે એમની છત્રછાયા નીચે કામ કરવાનું છે. હિન્દી સરકારે આપણા તરફ ઘણો અન્યાય કર્યો છે. પંજાબ–હત્યાકાંડ એનું ચોકખું દૃષ્ટાન્ત છે. સેંકડો ભાઇઓ અને બ્હેનો કોઈપણ જાતના ગુન્હા વગર માર્યા ગયાં છે. આપણે નિઃશસ્ત્ર પ્રજા છીએ એટલે હિંસાને રસ્તે ઉતરવું આપણે માટે નાશકારક છે. આપણે અહિંસા દ્વારાજ ભારતની મુક્તિ મેળવીશું તો જગત્‌ના ઇતિહાસમાં અમર થઈ જઇશું. સ્વદેશી અને બ્રિટીશ માલના બહિષ્કારની ચલવળને સફળ બનાવવા માટે આપણે જીવતોડ પ્રયત્નો કરવાના છે. આપણા દેશમાંથી કરોડો રૂપીઆ પ્રતિવર્ષ પરદેશમાં ઘસડાઇ જાય છે. દેશની વધતી જતી ગરીબાઇ અને નિર્ધનતા અટકાવવી હોય તો આ અર્થશોષણ અટકાવવાની આપણી પ્રથમ ફરજ છે. આપણા યુવાનો ગુલામીના વાતાવરણમાં રહેવાથી અને ભણવાથી જડ, બાયલા અને નિર્વીર્ય થઇ ગયા છે. પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કૃતિના પ્રભાવે આપણાં હૃદય પત્થરવત્ શૂન્ય થઈ ગયાં છે. રાષ્ટ્રની અધોગતિ, યુવાનો અને યુવતીઓની અધોગતિને આભારી છે. રાષ્ટ્રીય શિક્ષણ વિના હિન્દના યુવાનો અને યુવતીઓની ઉન્નતિની આશા આકાશ કુસુમવત્ છે. વકીલોએ વકીલાત છોડી આ કાર્યમાં જોડાવાની જરૂર છે. જો આપણે અસહકાર અને બહિષ્કારનાં સાધનો બરાબર રીતે વાપરીએ તો સરકારને નમતું આપ્યા વિના છૂટકો નથી. હિન્દુ–મુસ્લીમ એકતાની પણ આ પ્રસંગે ખાસ જરૂર છે."

આ પ્રમાણે અસહકારને સફલ બનાવવા એમણે સઘળા પ્રયાસો કરવા માડયાં. પરન્તુ તરત જ સરકારની આંખ એમના ઉપર ઉતરી અને એમને સભાબન્ધીના કાયદાનો ભંગ કરવા માટે જેલની સજા કરવામાં આવી. આ પછી મહાત્માજીએ ચૌરીચોરાના બનાવને લઇને સવિનયભંગની ચલવળ મોકુફ રાખવાનો ઠરાવ બારડોલી ખાતે મળેલા

નેતાઓની પરિષદ્ પાસે પસાર કરાવ્યો એટલે પ્રજાનાં ઉત્સાહ અને ચેતનના પૂર ઓસરવા માંડયાં. આ ઠરાવ પછી થોડા વખતમાં જ મુંબાઇના ગર્વનર સર જ્યોર્જ લોઇડે ગાંધીજી ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી એમને માથે ૭ વર્ષની કેદની સજા ઠોકી બેસાડી ને અસહકારની હિલચાલને પાંગળી બનાવી દીધી. મોતીલાલજીના જેલમાંથી બહાર નીકળતાં પરિસ્થિતિમાં ઘણું પરિવર્તન થઇ ગયેલું લાગતાં દેશબન્ધુ દાસની ધારાસભા પ્રવેશની હિલચાલને વધાવી લઈ સ્વરાજ્પાર્ટીની સ્થાપનામાં આગળ પડતો ભાગ લેવા લાગ્યા. દેશબન્ધુ દાસ, મોતીલાલજી અને રા. વિઠ્ઠલભાઇની ત્રિપુટીના પ્રભાવે મહાસભાએ સ્વરાજ-પક્ષનો નવો કાર્યક્રમ મંજુર રાખ્યો. સન ૧૯૨૪ માં મોતીલાલજીએ સ્વરાજપક્ષના નેતા તરીકે વડી ધારાસભામાં પોતાનું સ્થાન લીધું.

# પ્રકરણ ૫ મું

## સ્વરાજ પાર્ટીની સ્થાપના અને વિકાસ

સન ૧૯૨૨ ની શરૂઆતમાં મહાત્માજીની ગિરફતારી પછીથી આખા દેશમાં નિષ્કાર્યતા તથા નિરુત્સાહનું વાતાવરણ વ્યાપી ગયું, અને મહાસભાના મંડળોમાં ભવિષ્યના કાર્યક્રમ વિષે મતભેદનું દર્શન થવા લાગ્યું. પ્રજાએ ગાંધીજીના નેતૃત્વ નીચે અગાધ ઉત્સાહ તથા કાર્યશક્તિનું દર્શન કરાવી દેશમાં કાંઇ ઓર પ્રકારનું વતાવરણ ઉત્પન્ન કર્યું હતું. ગાંધીજી પકડાયા ત્યારે દેશબન્ધુ દાસ જેલ ભોગવી રહ્યા હતા અને એમના જેલવાસ દરમ્યાન્ એમણે ધારાસભા પ્રવેશનો પ્રશ્ન એમના સાથીઓ સાથે ચર્ચી એ વિષય ઉપર ચોક્કસ મતો બાંધ્યા હતા. જેલમાંથી નીકળતાં જ એમણે ધારાસભા પ્રવેશનો પ્રશ્ન ઉપાડી લીધો અને તે માટે લોકમત કેળવવાના પ્રયાસો પણ શરૂ કરી દીધા. સન ૧૯૨૨ ની ગયા મહાસભાના પ્રમુખપદેથી એમણે ધારાસભા પ્રવેશનો પ્રશ્ન વિગતવાર ચર્ચી જનતાને એ માર્ગ સ્વીકારવાની સુન્દર અને દલીલયુક્ત વિનતિ કરી, પરન્તુ ગાંધીજીની અસર અને સત્તા પ્રભાવના યોગે મહાસભાએ એ પ્રશ્ન તરફ સંપૂર્ણ બેદરકારી બતાવી.

પરન્તુ વાતવરણમાં અનેક ફેરફારો થઇ રહ્યા હતા. બારડોલીના ઠરાવ પછીથી પ્રજાનો ઉત્સાહ ઓસરવા માડયો હતો. સુધારેલી ધારાસભાઓ દ્વારા સરકાર નવા નવા ટેક્સો વધારે જતી હતી. ખિતાબધારીઓ, જમીનદારો તથા સરકારના ગુલામો ધારાસભામાં પ્રવેશી લોકહિતની અવગણના કરી રહ્યા હતા. આજ વખતે "સવિનયભંગને માટે દેશ તૈયાર છે કે નહિ" એ બાબત તપાસવા મળેલી કમિટીએ પોતાનો રિપોર્ટ બહાર પાડી લોકનાં ઉત્સાહને વધારે દાબી દીધો. પ્રજાવર્ગ ધીમે ધીમે દેશબન્ધુ દાસના ધારાસભા પ્રવેશના પ્રશ્ન પ્રત્યે ધ્યાન આપવા લાગ્યો. સન ૧૯૨૩ ના સપ્ટેમ્બર માસમાં મૌલાના

મહમદઅલીના પ્રમુખપણે દિલ્હી ખાતે મહાસભાની ખાસ બેઠક ભરવામાં આવી. આ મહાસભા સમક્ષ મુખ્ય પ્રશ્ન ધારાસભા પ્રવેશના પ્રશ્ન પ્રત્યે પોતાની વલણ પ્રદર્શિત કરવાનો હતો. દેશબન્ધુદાસે પોતાની દલીલો અને પ્રતિભાથી મહમદઅલીને જીતી લીધા, અને ધારાસભા પ્રવેશ માટે મહાસભાની સંમતિ મેળવી લીધી. સારૂં હિન્દ દેશબન્ધુના ઠરાવને મહાસભાએ આપેલી સંમતિ પ્રત્યે આશ્ચર્યથી જોઇ રહ્યું. મહાસભાની સંમતિ મળતાજ દેશબન્ધુએ ધારસભા પ્રવેશની હીલચાલ સંપૂર્ણ બળથી આગળ ધપાવવા માંડી. સન ૧૯૨૩ ના નવેમ્બર માસમાં થયેલી ધારાસભાઓની ચુંટણીમાં સ્વરાજ-પાર્ટીના સભ્યો બહુ મોટી સંખ્યામાં ચૂંટાયા. સ્વરાજીસ્ટોના આ વિજયથી આખા દેશમાં એ પક્ષનું ગૌરવ વધી ગયું અને ગાંધીજી પછી દેશબન્ધુ દાસ દેશના સરમુખત્યાર ગણાવા લાગ્યા.

ચૂંટણીઓ પૂરી થયા પછીથી કોકાનાડા મહાસભાની સંમતિ મેળવવા દેશબન્ધુ, પંડિત મોતીલાલજી અને વિઠ્ઠલભાઇ પટેલે પ્રજામત કેળવાનું કાર્ય જોરથી શરૂ કર્યું. કોકાનાડા મહાસભાએ એ પક્ષને સ્વીકારી લીધો એટલું જ નહિ પરન્તુ એ પક્ષના કાર્યક્રમ વિરૂદ્ધ કોઇ પણ જાતનું પ્રચારકાર્ય ન કરવાનું વચન આપ્યું. વસ્તુ સ્થિતિ આ પ્રમાણે પરિવર્તન પામતાં સ્વરાજપાર્ટી આખા દેશનું ધ્યાન ખેંચી રહી.

વડી ધારાસભામાં મોતીલાલજી, વિઠ્ઠલભાઇ પટેલ, શ્રીનીવાસ આયંગર, જમનાદાસ મહેતા, એન. સી. કેલકર, ટી. સી. ગોસ્વામી, દિવાન ચમનલાલ, ડૉ. મુંજે વગેરે નેતાઓ દાખલ થયા. આ પક્ષનું નેતૃત્વ મોતીલલાજીએ લીધું. બંગાલની ધારાસભામાં દેશબન્ધુ દાસે સ્વરાજપક્ષનું નેતૃત્વ સ્વીકારી બંગાલની સરકારને હંફાવવા માંડી. શરૂઆતમાં સ્વરાજપક્ષે પોતાના સંઘબળનું અને યોજના અને કાર્ય કરવાની શક્તિનો સુન્દર ખ્યાલ સત્તાધારીઓને આપ્યો હતો, પરન્તુ દેશબન્ધુ દાસના મૃત્યુ પછી એ પક્ષનું સંઘબળ શિથિલ થતું જોવામાં આવ્યું.

મોતીલાલજીએ વડી ધારાસભામાં ઘણું સુન્દર કાર્ય કરી રાષ્ટ્રની અભિલાષાઓ સરકાર સમક્ષ સુન્દર રીતે રજુ કરવામાં ઘણા વિજયવન્ત નીવડ્યા, પરન્તુ સ્વરાજપક્ષના મૂળભૂત હેતુઓ–' ધારાસભાઓ સુધારવી યા તો તોડી પાડવી '–સિદ્ધ કરવામાં એ પક્ષ તદ્દન નિષ્ફલ નીવડ્યો. સરકારને હંફાવવાના કાર્યમાં દેશના ચુનંદા કાર્યકર્તાઓની શક્તિઓ વેડફાઇ ગઇ. રાષ્ટ્રને હિતકારક પરિણામો મેળવવા એ પક્ષ નિષ્ફલ નીવડ્યો છે. સરકારની ત્રુટિઓ તથા અર્થશોષણની નીતિને એ પક્ષે જગત્ સમક્ષ ઉઘાડાં પાડ્યાં છે, પરન્તુ દેશને ઉન્નતિને માર્ગે આગળ ધપાવવામાં એ પક્ષે કાંઇ સાધ્યું નથી.

૭ વર્ષો પછી એ પક્ષે મહાસભાના રચનાત્મક કાર્યની ઉપયોગિતા પુનઃ સ્વીકારી દેશમાં અત્યારે ચાલી રહેલા ધર્મયુદ્ધમાં પોતાનું સ્થાન રાજીખુશીથી લઇ લીધું છે, એમાં જ એ પક્ષની સફળતા અને ગૌરવ દેખાઇ રહ્યું છે.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મોતીલાલજી વડી ધારાસભામાં

મોતીલાલજી વડી ધારાસભામાં શા માટે ગયા એ બાબત આપણે આગલા પ્રકરણમાં સારી રીતે ચર્ચી છે એટલે હવે એમણે ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી એસેમ્બલીમાં શું કાર્ય કર્યું એની સમીક્ષા કરવાની રહે છે. ધારાસભા પ્રવેશનો પ્રધાન હેતુ ધારાસભાઓને સુધારવાનો અગર તો તોડી નાખવાનો હોઇ એ હેતુને સ્વરાજ-પક્ષના કાર્યક્રમમાં પ્રધાન સ્થાન આપવામાં આવ્યું હતું. દીવાન બહાદુર રંગાચારીઅરના સંસ્થાનિક સ્વરાજ વિષેના ઠરાવ ઉપર સુધારો મૂકતાં મોતીલાલજી પોતાના ભાષણમાં સ્વરાજપક્ષનો હેતુ+ સ્પષ્ટ શબ્દોમાં નીચે પ્રમાણે વર્ણવ્યો હતો: "સાહેબ, હું સ્પષ્ટ શબ્દોમાં કહેવા માંગું છે કે મ્હારો પક્ષ આ સભાના નિર્જીવ કાર્યક્રમમાં ભાગ લેવા, અગર સવાલો પૂછવા અને જવાબો મેળવવા આવ્યો નથી. ૧૯૧૯ ના

---

+ "Sir, I may at once say that the Swaraj Party has sought the suffrage of the electorates not to engage itself in the humdrum business of putting questions and getting answers and acquiescing in the process marked out in the Act itself for further stages of advance and similar things. . . . We have come here to do something which we have not been doing so far. . . . . Sir, we have come here to offer co-operation, non-co-operators as we are if you will care to co-operate with us. That is why we are here. If you agree to have it, we are your men; if you do not, we shall, like men, stand upon our rights and continue to be non-co-operators."

Motilalji's speech in the Assembly, 8th March 1929.

કાયદાએ ઘડેલા માર્ગે કામ કરવા પણ અમે આવ્યા નથી. અમે તો જે કામ ધારાસભાની બહાર ન કરતા હતા તે કરવા અહીંઆ આવ્યા છીએ. સાહેબ, જો કે અમે અસહકારવાદી છીએ, છતાં પણ જો ત્હમો અમારા સહકારની દરકાર રાખતા હોય તો ત્હમારી સાથે સહકાર કરવા હમો તૈયાર છીએ. અને એ કારણથી જ અમો અહીંઆ આવ્યા છે. જો ત્હમો અમારો સહકાર ન ઇચ્છતા હો તો ખરા મનુષ્યો તરીકે અમો અમારા અધિકારો ઉપર મુસ્તાક રહીશું અને ત્હમારી સાથે અસહકાર કરવાનું ચાલુ રાખીશું."

આ પ્રમાણે એમણે શરૂઆતમાં જ એમના પક્ષનો હેતુ સરકારને અને જગતને જાહેર કર્યો એટલું જ નહિ પરન્તુ હિન્દની રાષ્ટ્રીય માંગણી પણ શું છે તે દિવાન બહાદુર રંગાચારીઅરના ઠરાવ ઉપર સુધારો મૂકી બ્રિટીશ પ્રજાને સીધી રીતે સમજાવી દીધું. દિવાન બહાદુર રંગાચારીઅરનો ઠરાવ નીચે પ્રમાણે હતોઃ "This Assembly recommends to the Governor General in Council that he be pleased to take at a very early date the necessary steps (including if necessary procuring the appointment of a Royal Commission) for revising the Government of India Act so as to secure for India full self-governing Dominion Status within the British Empire and Provincial Autonomy in the Provinces." મોતીલાલજીએ એ ઠરાવ ઉપર નીચે મુજબનો સુધારો મૂક્યો હતો :—"This Assembly recommends to the Governor-General in Council to take steps to have the Government of India Act revised with a view to establish full responsible Government in India and for the said purpose:

(*A*) to summon at an early date a representative Round Table Conference to reeommend with due regard to the protection of the rights of important minorities the scheme of a constitution for India, and

(*B*) after dissolving the Central Legislature to place the said schcme for approval before a newly-elected Indian Legislature for its approval and submit the same to the British Parliament to be embodied in a statute."

આ સુધારા ઉપર ભાષણ કરતાં મોતીલાલજીએ સરકારને દેશની રાજકીય અભિલાષાઓ અને રાષ્ટ્રીય માંગણીનું સ્વરૂપ જોરદાર વાણીમાં સમજાવી દીધું, પરન્તુ સરકારે એ બાબત ઉપર કાંઇ પણ ધ્યાન ન આપતાં દર વર્ષે એ અર્થના ઠરાવો લાવવાનું મોતીલાલજીએ ચાલુ રાખ્યું. મોતીલાલજીના સુધારાનો સ્વીકાર કરવાને બદલે સરકારે પોતાના હોમ મેમ્બર સર એલેકઝાન્ડર મુડીમેનના પ્રમુખપણા નીચે ૧૯૧૯ના કાયદામાં શું સુધારાઓ થઇ શકે એ બાબત તપાસવા એક કમિટી નીમી રાષ્ટ્રીય માંગણી તરફ આડા કાન કર્યા.

સ્વરાજપક્ષે સરકારની નાણાં વિષયક નીતિને દર વર્ષે સરકારની માંગણીઓ ઉડાવી દઇ જગત્ સમક્ષ ઉઘાડી પાડવાનું ચાલુ રાખ્યું. આનાથી સરકારને ઘણી મુંઝવણ થતી, પરન્તુ સરકારની મનોવૃત્તિમાં કોઇપણ જાતનું પરિવર્તન થવા પામ્યું નહિ.

૧૯૨૫ માં દેશબન્ધુ દાસ મરણ પામ્યા અને એમની પ્રતિભાને યોગે સ્વરાજ પક્ષમાં એ સંવબળ તથા ઐક્ય જોવામાં આવતું હતું ત્હેમાં કાંઇક શિથિલતા દેખાવા લાગી. બીજું આ વખતે આખા દેશમાં હિન્દુ-મુસલમાનો વચ્ચે કાપાકાપી અને મારામારી ચાલી રહી

હતી, એ બે જાતિઓ વચ્ચે અતિશય વેર વ્યાપી રહ્યું હતું. મોપલા-હત્યાકાંડ, સહરાનપુર અને અન્ય સ્થળોએ બનેલી દુર્ઘટનાઓને લઇને હિન્દુઓનું લોહી ઉછળી રહ્યું હતું. આને લઇને હિન્દુત્વની રક્ષાને કાજે એક સબળ પક્ષ ઉભો થયો. મહાત્માજીએ હિન્દુ-મુસલમાનોને સલાહ આપવાનું કાર્ય બંધ કર્યું હતું. આખા દેશમાં કોમીવાદનું પ્રચંડ વાતાવરણ વ્યાપી રહ્યુ હતું. ખ્વાજા હસન નિજામીએ આખા હિન્દને મુસલમાન બનાવવાની યોજના ઘડી હતી ' તંજીમ ' અને ' તબલીધ 'ની ચળવળે ઘણું જોર પકડયું હતું. મુસલમાનોના અત્યાચારો દિવસે દિવસે વધતા જતા હતા. હિન્દુ સ્ત્રીઓ તથા બાળકોને નસાડી લઈ જઇ મુસલમાન બનાવવામાં આવતાં હતાં. હજારો હિન્દુ વિધવાઓ મુસલમાનના હાથમાં જઇ પડી હતી.

હિન્દુસમાજની આવી ત્રુટિઓ અને નિર્બલતા જોઈને હિન્દુ નેતાઓની આંખ ઉઘડી ગઇ. સ્વામી શ્રદ્ધાનન્દે " શુદ્ધિ " અને " સંગઠ્ઠન "ની પ્રવૃત્તિઓ જોરથી શરૂ કરી દીધી. હજારો વટલી ગયેલા હિન્દુઓને પાછા શુદ્ધ કરી હિન્દુ ધર્મમાં લેવામાં આવ્યા. લાલા લજપતરાય, પંડિત મદનમોહન માલવીયા, ડૉકટર મુંજે તથા રા. જયકરે પણ આ કાર્યને અજબ વેગ તથા ચેતન આપ્યું. દરરોજ સેંકડો મુસલમાનો શુદ્ધ કરી હિન્દુ ધર્મમાં લાવવામાં આવ્યા. શહેરે, શહેરે શુદ્ધિ સંગઠન ઉપર ભાષણો અને સભાઓ થવા લાગી આર્ય-સમાજીસ્ટો, સનાતનીઓ અને અન્ય હિન્દુઓ માંહોમાંહેના ભેદભાવો ભૂલી જઈ આ કાર્ય માટે એક થઈ ગયા અને એ કાર્યની સફલતાને કાજે તન, મન અને ધનની જોઈતી મદદ કરી રહ્યા આને લઇને અનેક સ્થળોએ હિન્દુ-મુસલમાનો વચ્ચે ઝઘડાઓ ઉત્પન્ન થતા હતા.

હિન્દુ-મુસલમાનના ઝઘડાઓની અસર દેશના નેતાઓ ઉપર ઘણી થવા પામી અને દેશમાં અનેક કોમી પક્ષો ઉભા થવા પામ્યા. લાલા લજપતરાય, પંડિત માલવીયા, ડૉ. મુંજે અને રા. જયકરે

હિન્દુ–મહાસભા સ્થાપી નવો રાષ્ટ્રીય પક્ષ ઉભો કીધો આ નવો પક્ષ ઉભો થવાથી રા. જયકર, ડૉ મુંજે, રા. એન. સી. કેલકર વગેરે નેતાઓ સ્વરાજ પક્ષમાંથી રાજીનામું આપી છૂટા પડયા. મુસલમાનોએ પણ પોતાનો પક્ષ ઉભો કરી ત્હેને સબળ બનાવવામાં પોતાની શક્તિ વાપરી રહ્યા. શૌકતઅલી અને મહમદઅલી પણ કોમીવાદને પ્રસારવામાં મશગૂલ થઇ ગયા. આ પ્રમાણે સ્વરાજ પક્ષનું બળ કમી થયું અને રાષ્ટ્રની પ્રગતીના ચક્રો થોડા વખત માટે સ્વરાજના માર્ગે આગળ વધતાં અટકી ગયાં. એ ઉપરાંત સન ૧૯૨૬ માં ધારાસભાઓ માટેની નવી ચુંટણીમાં સ્વરાજ પક્ષ પોતાનું સંખ્યાબળ ગુમાવી બેઠો.

સન ૧૯૨૭ માં હિન્દના સેક્રેટરી ઓફ સ્ટેટ લોર્ડ બર્કનહેડે ૧૯૧૯ ના કાયદામાં સૂચવેલા શાહી કમીશનની નીમણુક કરી એ કમીશનના પ્રમુખપદે સર જોન સાઇમનને બેસાડયા. આ સાઇમન કમીશનના બધા સભ્યો માત્ર અંગ્રેજો હોવાથી સારા હિન્દે એ કમીશનનો બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો. આ બહિષ્કારના કાર્યમાં દેશના બધા રાજકીય કોમી પક્ષો એકત્ર થઇ ગયા. દેશમાં એકતાનું વાતાવરણ ધીમે ધીમે ઉદય પામવા લાગ્યું. કોમીવાદે ઉપજાવેલા હત્યાકાંડથી પ્રજા કંટાળી ગઈ હતી અને બ્રિટીશ પાર્લામેન્ટે આ સઘળા અંગ્રેજોનું કમીશન નીમી હિન્દ ઉપર મહાન્ ઉપકાર કર્યો. અનેક પક્ષોમાં વિભક્ત થઇ ગયેલો દેશ પુનઃ એક તખ્તા ઉપર એકત્ર થયો અને રાષ્ટ્રીયતાની ભાવના ઉદય પામી રહી. હિન્દના યુવાનો પણ સંઘો સ્થાપી પોતાનું બળ સંઘટિત કરતા હતા અને દરેક શહેરમાં ‘ યુવક સંઘો ’ સ્થાપવામાં આવ્યા હતા. પંડિત જવાહરલાલે મદ્રાસ કોન્ગ્રેસમાં મહાસભાનું ધ્યેય સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય હોવાનો ઠરાવ પસાર કરાવ્યા પછી સારા દેશમાં એ ધ્યેયની પ્રાપ્તિ માટે આન્દોલનો શરૂ કર્યા હતાં.

સન ૧૯૨૮ ના જાન્યુઆરી માસમાં મોતીલાલજીએ એસેમ્બલીમાં સાઇમન કમીશનનો બહિષ્કાર કરવાનો ઠરાવ રજુ કર્યો અને એ

ઠરાવ બહુમતિએ પસાર થયો. એ ઠરાવ ઉપર એમણે આપેલું ભાષણ એમની અદ્વિતીય દલીલશક્તિનું ભાન કરાવે છે. હિન્દી પ્રજા પ્રત્યે એમણે કમીશનનો બહિષ્કાર કરવાને માટે એક ભાવ ભરી અપીલ બહાર પાડી અને આખી પ્રજાએ એ અપીલ ઝીલી લીધી. સન ૧૯૨૮ ના ફેબ્રુઆરી માસમાં કમીશન જ્યારે હિન્દમાં આવ્યું ત્યારે આખી પ્રજાએ એનું કાળા વાવટાઓ સાથે સરઘસો કાઢી સ્વાગત કર્યું. લખનો ખાતે સાઇમન કમીશન વિરૂદ્ધ નીકળેલું સરઘસની સરદારી લાલા લજપતરાયે લીધી હતી અને ત્હેમને પોલીસે લાઠીના ફટકાઓ લગાવી અપમાન કર્યું હતું. આ લાઠીના ફટકાઓના મારથી લાલાજી થોડા દિવસ પછી મૃત્યુ પામ્યા. એમના મૃત્યુથી આખા દેશમાં કમીશન પ્રત્યે ધિક્કારની અને નિન્દાની લાગણીઓ પ્રવર્તી રહી.

સાઇમન કમીશનની નીમણુક ઉપર બ્રિટીશ પાર્લામેન્ટમાં થયેલી ચર્ચાને પરિણામે હિન્દની પ્રજાની આંખો ઉઘડી ગઈ. લોર્ડ બર્કનહેડે હિન્દી નેતાઓને સર્વને માન્ય થાય એવું હિન્દી રાજબંધારણ ઘડી કાઢવાની ચેલેન્જ ફેંકવાથી ઘણો ઉહાપોહ થઈ રહ્યો. લોર્ડ બર્કનહેડની ચેલેન્જના પરિણામે દેશના સઘળા રાજકીય પક્ષોએ એકત્ર મળી હિન્દને માટે એક રાજબંધારણ ઘડી કાઢવાને માટે એક કમિટી નીમી એ કમિટીનું પ્રમુખપદ પંડિત મોતીલાલજીને આપવામાં આવ્યું. આ કમિટીએ સન ૧૯૨૮ ની દશમી ઓગસ્ટે પોતાનો રિપોર્ટ બહાર પાડયો અને એ રિપોર્ટ ઉપર વિચાર કરવાને માટે લખનો ખાતે સર્વ પક્ષોની એક પરિષદ્ ભરવામાં આવી. એ પરિષદે નેહરૂ રિપોર્ટ એકમતિએ સ્વીકારી લીધો. પંડિત જવાહરલાલે "સ્વાતન્ત્ર્ય-સંઘ" Independence for India League તરફથી એક જાહેરાત નામું બહાર પાડી રીપોર્ટના સંસ્થાનિક સ્વરાજના ધોરણ પ્રત્યે સંઘની નાપસંદગી જાહેર કરી, પરન્તુ રિપોર્ટની વિરૂદ્ધ કોઇપણ જાતનું પ્રચાર કાર્ય ન કરવાનું વચન આપ્યું, એ રિપોર્ટ વિષે વધુ વિચાર આવતા પ્રકરણમાં કરવામાં આવશે.

સન ૧૯૨૮ માં કલકત્તા ખાતે ભરાયેલી મહાસભાના પ્રમુખપદેથી મોતીલાલજીએ નેહરૂ રિપોર્ટ ઉપર તેમજ સાઇમન કમીશન ઉપર એક ઘણું જ સુન્દર પ્રવચન કર્યું અને બ્રિટીશ પ્રજાને એ રિપોર્ટમાં સમાયેલા રાજબંધારણને એક વર્ષમાં સ્વીકારવાની તક આપી. ઘણા મુસ્લીમ નેતાઓ કલકત્તા ખાતે ભરાયેલા "ઓલ-પાર્ટીઝ કન્વેન્શન" માં નેહરુ રિપોર્ટની વિરૂદ્ધ પડયા હતા, પરન્તુ રાષ્ટ્રવાદી મુસ્લીમ નેતાઓએ એ રિપોર્ટ સહેલાઇથી સ્વીકારી લીધો હતો.

સન ૧૯૨૯ માં મોતીલાલજીએ શારદા બીલ પસાર કરાવવામાં ઘણી જ મહેનત લીધી હતી અને દલીલોથી ભરેલું ભાષણ કરી એ બીલ પસાર કરાવવામાં વિજયવન્ત બન્યા હતા. ૧૯૨૮ ના ફેબ્રુઆરીની ૪ થી તારીખે એમણે "જાહેર સલામતી બીલ" The Public Safety Bill ઉપર એક અર્થ ગંભીર અને દલીલયુક્ત ભાષણ કરી સરકારનાં દુષ્ટ હેતુઓની સખત ઝાટકણી કાઢી હતી અને પોતાના પ્રયાસો તથા પ્રેસીડન્ટ પટેલની સાહાય્યથી એ બીલને ઉડાડી મેલવામાં સફલ થયા હતા.

સન ૧૯૨૯ ના માર્ચની ૧૧ મી તારીખે સરકારે કલકત્તા કોન્ગ્રેસે આપેલા અલ્ટીમેટમ તથા રાષ્ટ્રીય માંગણીની અવગણના કરેલી હોવાથી સરકારનું સત્ય સ્વરૂપ ઉઘાડું પાડતાં એમણે એક કીર્તિવન્ત ભાષણ કર્યું હતું. એ ભાષણ દરમ્યાન એમણે કહ્યું હતું કે: "મ્હારે દર વર્ષે આવી જાતનો સરકાર વિરૂદ્ધ પ્રસ્તાવ કરવો પડે છે, કારણ કે સરકાર સ્વેચ્છાથી લોકની માંગણીનો સ્વીકાર કરવાને તૈયાર નથી, ૧૯૨૪ થી રજુ થતી રાષ્ટ્રીય માંગણીનો સરકારે હજુ સુધી સ્વીકાર કર્યો નથી. આ સભાએ સાઇમન કમીશનના બહિષ્કારનો ઠરાવ પસાર કરેલો છે અને તે સાથે જ સર્વે પક્ષોના નેતાઓએ એકઠા મળી હિંદને માટે સંસ્થાનિક સ્વરાજ્યના ધોરણવાળુ બંધારણ ઘડી કાઢેલું છે. નેહરુ રિપોર્ટ હિન્દી પ્રજાની ઓછામાં ઓછી માંગણી રજુ કરે

છે. કોન્ગ્રેસનો એક પક્ષ તો એ બંધારણ સ્વીકારવાની જ ના પાડે છે. હું એમ નથી કહેવા માંગતો કે આ સભાએ નેહરુ રિપોર્ટ સંપૂર્ણ રીતે સ્વીકારી લેવો. હું એટલું જ કહેવા માંગુ છું કે સંસ્થાનિક સ્વરાજની માંગણી વિષે દેશના બધા પક્ષો એકમત છે. શું સરકાર આ વર્ષે એ જાતનું સ્વરાજ આપવાને તૈયાર છે? જો આ વર્ષે હિન્દને સંસ્થાનિક સ્વરાજ ન આપવામાં આવશે તો ૧૯૩૦ ના જાન્યુઆરી મહીનામાં સારા હિન્દમાં સવિનયભંગ અને અસહકારની ચળવળ પૂર જોશમાં શરૂ કરવામાં આવશે. બધા હિન્દીઓ દેશની મુક્તિને કાજે કોઇ પણ જાતના ભોગો આપવા તેમજ ગમે તેવાં કષ્ટો સહન કરવા તૈયાર છે."

આ પછી લોર્ડ ઇરવિને તા. ૧ લી નવેમ્બરે એક ઢંઢેરો બહાર પાડી હિન્દના રાષ્ટ્રીય વિકાસનો અન્તિમ હેતુ સંસ્થાનિક સ્વરાજ હોવાનું જાહેર કર્યું, પરન્તુ એ સિદ્ધાન્તને વ્યવહારૂ સ્વરૂપ આપવાને માટે ઘણો સમય લાગશે એમ પણ સ્પષ્ટ રીતે જાહેર કરી દીધું. એ ઢંઢેરા ઉપર બ્રિટીશ પાર્લામેન્ટમાં થયેલી ચર્ચાને પરિણામે સરકાર કાંઈ પણ આપવા માગતી નથી એ વાત પ્રજાને સ્પષ્ટપણે સમજાઇ ગઇ. વોઇસરોયે ગોળમેજી પરિષદ્ ભરી હિન્દના નેતાઓને બ્રિટીશ રાજપુરુષો સાથે સમાગમમાં લાવી હિન્દના રાજકીય પ્રશ્નોનું નિરાકરણ કરવાની સૂચના પણ એ ઢંઢેરામાં કરી હતી. કોન્ગ્રેસના નેતાઓને આ ઢંઢેરો સંતોષ આપી શકયો નહિ અને એમણે એ પરિષદ્નો પણ બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો. લાહોર કોન્ગ્રેસ મળે તે પહેલાં પ્રેસીડન્ટ વિઠ્ઠલભાઇ પટેલે વોઇસરોયની સંમતિથી મહાત્મા ગાંધી, પંડિત મોતીલાલજી, સર તેજબહાદુર સપ્રુ તથા રા. ઝીણાને બોલાવી વોઇસરોયના ઢંઢેરાના મુદ્દા વિષે વાટાઘાટ કરવાની ગોઠવણી કરી. તા. ૨૩ મી ડીસેમ્બરના રોજે દિલ્હી ખાતે એ વાટાઘાટ થઇ, પરન્તુ 'ગોળમેજી પરિષદ્ સંસ્થાનિક સ્વરાજનું બંધારણ ઘડી કાઢવા માટે બોલાવવામાં આવી છે' એવા પ્રકારની વોઇસરોય અંગત રીતે

પણ ખાતરી ન આપી શકવાથી એ વાટાઘાટ પડી ભાંગી. ૧૯૨૯ની લાહોર ખાતે જવાહરલાલના પ્રમુખપદે મળેલી મહાસભાએ નેહરુ રિપોર્ટ અને ગોળમેજી પરિષદ્‌ને ઉડાવી દઇ હિન્દને માટે સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરવાનો ઠરાવ પસાર કીધો. આ પછીથી આખા દેશમાં સવિનયભંગ માટેની તૈયારીઓ થવા માંડી. મોતીલાલજી અને સ્વરાજપક્ષના અન્ય સભાસદોએ ધારાસભાઓમાંથી રાજીનામાં આપી મહાસભાએ આદરેલા કાર્યમાં જોડાઇ ગયા.

મોતીલાલજીએ એસમ્બલીમાં પોતાની અસાધારણ શક્તિ તથા અજબ વકતૃત્વના બળે પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. એમની દલીલોનો જવાબ આપવાનું સરકારના સભ્યોને ઘણી વખત અશક્ય લાગતું હતું. સરકારી અમલદારો પણ એમના પ્રત્યે હંમેશ માન અને આદરપૂર્વક વર્તતા હતા. કેટલીક વખત એમની સખત હાથે કામ કરવાની નીતિને લઇને તેમજ ઉગ્ર પ્રકૃતિ high-handedness and autocracy ને લઇને કેટલાક સભ્યો મુંઝાતા હતા, છતાં પણ કોઇ એમની સામે વિરોધ અગર નાપસંદગી દર્શાવવાનું પગલું લેતાં હંમેશ વિચાર કરતો. દર વર્ષે રાષ્ટ્રીય માંગણીનો ઠરાવ રજુ કરી એમણે સારા દેશનું તથા બ્રિટીશ પ્રજાનું ધ્યાન હિન્દની રાજકીય અભિલાષાઓ પ્રત્યે સુન્દર રીતે દોર્યું હતું. સ્વરાજપક્ષના નેતા તરીકે એસેમ્બલીમાં કરેલું એમનું કાર્ય અમર છે અને એ કાર્યથી રાષ્ટ્રના જીવનમાં નૂતન ચેતન પ્રેરી સારા દેશમાં રાષ્ટ્રીયતા તથા દેશભક્તિની જવલન્ત ભાવના એમણે ઉત્પન્ન કરી છે. આજે એ ભાવનાનું પરિણામ આપણે બધા આપણી આંખે જોઈ રહ્યા છે.

# પ્રકરણ ૭ મું

## નેહરૂ રિપોર્ટ કલકત્તા–કોંગ્રેસ અને ૧૯૩૦નું ધર્મયુદ્ધ

[ ૧૯૨૮–૧૯૩૦ ]

### નેહરૂ રિપોર્ટ

પંડિત મોતીલાલજી સન ૧૯૨૪ માં વડી ધારાસભામાં દાખલ થયા અને તે વર્ષથી જ ત્હેમણે સરકારને રાજબંધારણ વિષે વિચાર કરવાને માટે ગોળમેજી પરિષદ્ ભરવાની જરૂર સ્પષ્ટપણે સમજાવી હતી. પરન્તુ સરકાર મોતીલાલજીની માંગણીની વિરૂદ્ધ જઇને લોર્ડ બર્કનહેડને રોયલ કમીશન નીમવાની ભલામણ કરી. સન ૧૯૨૭માં આ કમીશનની નમણુંક કરવામાં આવી અને તેના ઉપર માત્ર અંગ્રેજ સભાસદોને નીમવામાં આવ્યા. આ કમીશનનું પ્રમુખપદ ઇંગ્લેન્ડના વિખ્યતા ધારાશાસ્ત્રી સર જોન સાઇમનને આપવામાં આવ્યું. હિન્દની પ્રજા આ અપમાન સાંખી શકી નહિ અને તેથી દેશના સઘળા રાજકીય પક્ષોના સભ્યોની મુંબાઇ ખાતે ભરાયેલી પરિષદે હિન્દને માટે એક રાજબંધારણ ઘડી કાઢવા માટે પંડિત મોતીલાલના પ્રમુખપણ નીચે એક કમિટી નીમી. આ કમિટીએ પોતાનો રિપોર્ટ બહાર પાડતાં જ સર્વત્ર એ રિપોર્ટની પ્રશંસા થઇ રહી. લખનૌ ખાતે ભરાયેલી સર્વપક્ષ પરિષદે એ રિપોર્ટને એકમતે સ્વીકારી લીધો. કેટલાક મુસ્લીમ નેતાઓ તથા સંપૂર્ણ–સ્વાતન્ત્ર્યના ભકતો સિવાય આખા હિન્દે એ રિપોર્ટમાં સૂચવેલા રાજબંધારણને વધાવી લીધું. સન ૧૯૨૮ માં કલકત્તા ખાતે મોતીલાલજીના પ્રમુખપદે ભરાયેલી મહાસભાએ "સરકાર આ રિપોર્ટ સન ૧૯૨૯ ના ડીસેમ્બર માસ પહેલાં સ્વીકારે તોજ એમાં સૂચવેલું રાજબંધારણ હિન્દ સ્વીકારશે" એ શરતે નેહરુ રિપોર્ટનો સ્વીકાર કીધો. પરન્તુ સરકારે આ વિષય ઉપર તદ્દન બેદરકારી બતાવી 'સંપૂર્ણ–

સ્વાતન્ત્ર્ય'ના ભક્તોનું કાર્ય સહેલું કરી આપ્યું. સન ૧૯૨૯ ની લાહોરની મહાસભાએ નેહરુ રિપોર્ટને ઉડાવી દઇ હિન્દનું રાષ્ટ્રીય ધ્યેય "સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય" છે એ રીતનો ઠરાવ પસાર કરી દીધો.

નેહરુ રિપોર્ટના મુખ્ય મુદ્દાઓ સંક્ષેપમાં નીચે પ્રમાણે છે:

(૧) હિન્દનું રાજબંધારણ સંસ્થાનિક સ્વરાજના ધોરણ ઉપર on the basis of Dominion Status ઘડાવું જોઇએ અને બ્રિટીશ સામ્રાજ્યમાં હિન્દનું સ્થાન કેનેડા, સાઉથ આફ્રિકા તથા ઓસ્ટ્રેલીઆ કરતાં કોઇપણ પ્રકારે ઉતરતું ન હોવું જોઇએ.

(૨) હિન્દનો વહીવટ લોકનિયુક્ત સભાસદોની બનેલી પાર્લામેન્ટને હાથ રહેશે અને પાર્લામેન્ટ બાદશાહ ( Crown ) સેનેટ અને પ્રતિનિધ સભાની બનશે. તાજના પ્રતિનિધિ તરીકે તાજ તરફથી નીમાયેલો ગર્વનર-જનરલ કામ કરશે.

(૩) દરેક પુખ્ત વયના સ્ત્રી પુરુને,મત આપવાનો અધિકાર રહેશે.

(૪) દેશનો સનદી, લશ્કરી તથા આર્થિક વહીવટ, દેશી રાજ્યો સાથેનો સંબંધ, હિન્દના રક્ષણનો સવાલ, પરદેશી રાજ્યો સાથેનો સંબંધ આ સઘળી અગત્યની બાબતો કોમનવેલ્થ પાર્લામેન્ટના અધિકાર નીચે રહેશે.

(૫) હિન્દમાં એક સુપ્રીમ કોર્ટ–Supreme Court સ્થાપવામાં આવશે.

(૬) કોમી મતદારમંડળોને બદલે સંયુક્ત મતદારમંડળો સ્થાપવામાં આવશે અને જ્યાં લઘુમતિના હિતોના રક્ષણની ખાસ જરૂર જણાય ત્યાં એ લઘુમતિના સભ્યોને માટે વધુ બેઠકોની ગોઠવણ કરવામાં આવશે.

(૭) હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે જે સંબંધ અત્યારે અસ્તિત્વ ધરાવે છે તેજ સંબંધ કોમનવેલ્થ સરકાર અને દેશી રાજ્યો વચ્ચે ચાલુ રહેશે.

આવા પ્રકારનું રાજબંધારણ ઘડવા માટે મહાત્મા ગાંધી, સદ્ગત લાલા લજપતરાય, સર શંકરન નાયર વગેરે અનેક નેતાઓએ મોતી-

લાલજીને અભિનન્દન આપ્યાં હતાં. "સ્ટેટસમેન" તથા "ટાઇમ્સ ઑફ ઇન્ડિઆ" જેવાં હિન્દ શત્રુ એન્ગ્લો—ઇન્ડિઅન પત્રોએ પણ એ રિપોર્ટનાં કેટલાંક ઉત્તમ અંગોનાં વખાણ કર્યાં હતાં. સન ૧૯૨૯ની લાહોરની મહાસભાએ 'સંપૂર્ણ–સ્વાતન્ત્ર્ય'નું ધ્યેય નક્કી કરેલું હોવાથી નેહરુ રિપોર્ટની જનતાની દૃષ્ટિએ હવે વધુ અગત્ય નથી.

## ક લ ક ત્તા – કૉ ન્ગ્રે સ

સન ૧૯૨૮ માં હિન્દ ઘણી વિકટ અવસ્થામાંથી પસાર થઇ રહ્યું હતું અને એ કારણથી એ વર્ષની મહાસભાનું પ્રમુખપદ અનુભવ વૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને રાજનીતિ કુશળ પંડિત મોતીલાલજીને આપવામાં આવ્યું. કલકત્તાએ એમનું રાજવીઓને પણ દુર્લભ એવું ભવ્ય અને અપૂર્વ સ્વાગત કર્યું. આખું બંગાલ, સારૂં હિન્દ મોતીલાલજીના ચરણે નમી રહ્યું, બંગાલે મોતીલાલજીને અમર બનાવી દીધા. હિન્દુ, મુસલમાન, અંગ્રેજ—સર્વ જાતિના સ્ત્રી પુરુષો કલકત્તાના ધોરી માર્ગો ઉપર ઉભા રહી હિન્દના તાજ વગરના રાજા, હિન્દના શ્રેષ્ટ અને અદ્વિતીય રાજપુરુષનું દેવોને પણ અદેખાઈ આવે એવું સન્માન કરી વ્યક્તિ પૂજાનો માનવ સ્વભાવ બતાવી રહ્યાં. જેવું ભવ્ય સ્વાગત, તેવું જ, તેથીયે વધુ ભવ્ય ભાષણ મોતીલાલજીએ પ્રમુખપદેથી આપી રાષ્ટ્રની નૌકાને ઘૂઘવતા પ્રચંડ મોજાંઓ સામે સરળતાથી હંકારી કિનારે ઉતારી. મોતીલાલજીએ પોતાના ભાષણમાં સાઇમન કમીશનની ધૂળ કાઢી નાખી, "સાઈમન કમીશન એક પ્રચંડ જુઠાણું છે; The Simon Commission is a collosal fraud એ કમીશન હિન્દીઓનાં લોહીથી કલંકિત અને ભ્રષ્ટ થયું છે," આવા અંગારા ભરેલા શબ્દોથી એમણે કમીશનને જીવતું મારી નાખ્યું. સંસ્થાનિક સ્વરાજ અને સંપૂર્ણ સ્વાતન્ત્ર્યના ધ્યેયોની મિમાંસા કરતાં એમણે યુવાનોને વસ્તુ સ્થિતિ તથા નગ્ન સત્યોનો વિચાર કરવાની જરૂર જણાવી નેહરુ–રાજ્યબંધારણ વિષે પોતાનું દૃષ્ટિ બિન્દુ સ્પષ્ટ શબ્દોમાં

(in unequivocal Terms) સમજાવ્યું. હિન્દના માર્ગમાં ઉભેલા બે મહાન્ શત્રુઓ વિષે બોલતાં એમણે પરદેશી રાજ્યના ગેર લાભો તેમ જ હિન્દના સામાજીક બંધારણની ત્રુટિઓ તથા દૂષણોનું સૂક્ષ્મ નિરુપણ પ્રજા આગળ રજુ કર્યું. વસ્તુ સ્થિતિનું તાદશ ચિત્ર દોરી મોતીલાલજીએ રાષ્ટ્રના નેતાઓને ભવિષ્યના કાર્યક્રમ અને વ્યૂહ રચનાની સુન્દર રૂપરેખા દોરી આપી આખી પ્રજા મોતીલાલજીની શક્તિ તથા વ્યવહારદક્ષતામાં વિશ્વાસ મૂકવાને માટે પોતાને ધન્યવાદ આપી રહી.

## ૧૯૩૦નું ધર્મયુદ્ધ

અત્યારે સુન્દર રીતે ચાલી રહેલાં ધર્મયુદ્ધનો ઇતિહાસ આલેખવો એટલે આપણી નજર આગળ ઘડાતો ઇતિહાસ આલેખવા બરાબર જ કહી શકાય. આ ઇતિહાસનું આલેખન કરવું નિરર્થક તો નહિ, કિન્તુ અસ્થાને તો છે જ. જ્યાં બધાં જ સ્ત્રી પુરુષો, જ્યાં ન્હાનાં મોટાં બધાં જ એ ઇતિહાસ ઘડવામાં ભાગ લઇ રહ્યાં હોય ત્યાં એ ઇતિહાસ કોને માટે લખવો ? આ કારણથી એ ઇતિહાસની માત્ર ઉડતી રૂપરેખા જ દોરી હું સન્તોષ માનીશ.

સન ૧૯૨૯ ની મહાસભાએ સંપૂર્ણ સ્વાતન્ત્ર્યનો ઠરાવ પસાર કર્યો તે દિવસથી જ મહાત્મા ગાંધી, મોતીલાલજી, જવાહરલાલજી, વલ્લભભાઈ વગેરે નેતાઓએ સ્વાતન્ત્ર્ય યુદ્ધની તૈયારીઓ કરવા માંડી. મહાસભાની કાર્યવાહક સમિતિને યુદ્ધ સમિતિના 'War Cabinet' સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવી તા. ૨૬ મી જાન્યુઆરીનો દિવસ આખા દેશમાં "સ્વાન્ત્ર્ય-દિન" તરીકે ઉજવવામાં આવ્યો અને એ દિવસે આખા હિન્દે સભાઓ ભરી સ્વતન્ત્રતાનું જાહેરનામું વાંચી જગત્‌ને હિન્દની પ્રજાનો સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરવાનો મક્કમ નિશ્ચય જાહેર કીધો. અમદાવાદ મુકામે ફેબ્રુઆરી મહિનામાં કાર્યવાહક સમિતિની પહેલી બેઠક મળી અને એ બેઠકમાં ભાવિ યુદ્ધનો કાર્યક્રમ એકમતે નક્કી કરવામાં આવ્યો. તા ૧૨ મી માર્ચે મહાત્માજી અમદાવાદથી

દાંડી જવા ઉપડયા અને તા. ૬ થી એપ્રીલને દિવસે દાંડીના કિનારે એમણે મીઠાના કાયદાનો ભંગ કીધો. મહાત્માજીએ મીઠાના કાયદાનો ભંગ કરતાંની સાથે જ આખો દેશ સબરસ—સંગ્રામ ખેલવામાં મચી ગયો. પ્રતિદિન નવા નવા બનાવો બનતા રહ્યા. આ બનાવોનો ઇતિહાસ લખવા બેસું તો પાનાનાં પાનાં ભરાય, પરન્તુ એ ઇચ્છાને અત્યાયારે દાબી દેવી જ ઉચિત છે. બનશે તો ભવિષ્યમાં એ ઇતિહાસ અમર શબ્દોમાં આલેખવાનો મ્હારો નિશ્ચય છે.

મહાત્માજીએ પોતાની ૧૧ માંગણીઓ રજુ કરી સરકારને માટે સુલેહનો માર્ગ મોકળો કરી આપ્યો, પરન્તુ સરકાને એમની માંગણીઓ સ્વીકારવાને બદલે એમને તા. ૫મી મે ૧૮૧૮ ના રેગ્યુલેશનના આધારે કેદની દિવાલોમાં પૂરી દેવાનું જ ઉચિત ધાર્યું.

મહાત્માજી પકડાયા ત્યારે મોતીલાલજી મહાસભાનું પ્રમુખપદ શોભાવતા હતા. મોતીલાલજી એમના કુટુમ્બ સાથે જુન માસમાં મુંબાઈ આવી મુંબાઇની લડતને અજબ વેગ આપી ગયા. થોડા વખત પછી જાણીતા પત્રકાર જયોર્જ સ્લોકોમ્બે મોતીલાલજીની મુલાકત લીધી અને સુલેહને માટે મહાસભાની શરતો જાણવાનો પ્રયાસ કીધો. મોતીલાલજીએ સ્પષ્ટ શબ્દોમાં મહાસભાની શરતો જણાવી અને બધા પક્ષોને એમ લાગ્યું કે સરકાર મોતીલાલજીના ચાર મુદ્દાઓ સ્વીકારી સુલેહને માટે તૈયાર થશે. પરન્તુ સરકારે એમની માંગણીઓને સ્વીકાર કરવાને બદલે એમને કેદમાં ધકેલી દીધા. જેલમાં મોતીલાલજીની તબીયત ઘણી લથડી ગઇ. એમના છુટકારાને માટે સઘળી દિશાએથી સરકાર ઉપર દબાણ થતાં સરકારે એમની છોડી દીધા. અત્યારે મોતીલાલજી તબીયત સુધારવા માટે કલકત્તામાં નિવાસ કરી રહ્યા છે. પ્રભુ એમને દીર્ધાયુ બક્ષો!

સન ૧૯૩૦ ના ધર્મયુદ્ધનું ખાસ લક્ષણ હિન્દની દીકરીઓમાં અસાધારણ જાગ્રતિ અને શક્તિનો આવિર્ભાવ છે. ગાંધીજીની ગિરફ્તારીથી પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે ઉત્સાહમાં આવી ગઇ. અજબ

ઉત્સાહ અને સેવાભાવથી હિન્દની પુત્રીઓ એ ધર્મયુદ્ધને ચાલુ રાખવામાં પોતાનો હિસ્સો આપી રહી. સૈકાઓ સુધી ગૃહોમાં ગુલામ અને દાસી તરીકે જીવી રહેલી હિન્દમૈયાની દીકરીઓએ આજે બધાં બન્ધનોને તોડી નાંખ્યા છે; એમને એમની શક્તિઓનું ભાન થયું છે ' પુરુષ કરતાં સ્ત્રી ઉતરતી નથી, પરન્તુ ચઢીયાતી છે '–એ સત્ય આજે હિન્દનો નારીવર્ગ જગતને બતાવી રહ્યો છે. શાન્તિમાં તેમજ યુદ્ધમાં સ્ત્રી પણ પુરુષ જેટલો જ, કેટલીક વખત વધારે ભાગ ભજવે છે એ વાત આજે આપણે હિન્દમાં ઉઘાડી આંખે જોઇ રહ્યા છીએ. હવે હિન્દની દીકરીઓને પુરુષોના જેવાજ હક્કો, અધિકારો તેમજ સમાનતા તથા સ્વાતન્ત્ર્ય માટે લડવાનું નથી રહ્યું. આ સઘળી વસ્તુઓ એમણે પોતાના ભોગથી, કાર્યથી અને શક્તિથી સહેલાઇથી મેળવી લીધી છે. નૂતન ભારતના સમાજીક, જાહેર તેમજ રાજકીય જીવનમાં સ્ત્રી પુરુષ કરતાં વધારે માન પામી રહેશે, વધારે દેશસેવા કરી રહેશે અને પોતાના પ્રભાવથી ઉન્નતિ અને યુક્તિના શિખરે વિરાજી સારા હિન્દને પ્રફુલ્લ નયને નિહાળી રહેશે.

હિન્દના બધા પ્રાન્તોની સ્ત્રીઓ આ યુદ્ધમાં મોખરે લડી રહી છે. ગુજરાતની દીકરીઓ પણ પાછી પડે એમ નથી. સૌ. કસ્તુરબા ગાંધી, કુમારી મીઠુબ્હેન પિટિટ, સૌ. ભક્તિબા દેસાઈ, સૌ. સરલાદેવી અંબાલાલ, સ્વ. દાદાભાઇની પૌત્રીઓ, કુમારી મૃદુલા અંબાલાલ, કુમારી ભારતી અંબાલાલ, કુમારી મણિબ્હેન પટેલ, સૌ. હંસા મહેતા, સૌ. ઉર્મિલા મહેતા, સૌ. ગંગાબેન પટેલ, સૌ. શાન્તાબેન પટેલ, સૌ. રમીબેન કામદાર, સૌ. જયશ્રી રાયજી, સૌ. વીરબાલા દિક્ષીત, કુમારી લક્ષ્મીબ્હેન સુરજી વલ્લભદાસ, સૌ. શાન્તી બરશીવાલા, દવે બ્હેનો વગેરે ગુજરાતની દીકરીઓ આજે ગુજરાતના નામને યથાશક્તિ દીપાવી રહ્યાં છે. જગતનાં નારીવર્ગને હિન્દનું સુન્દરીમંડળ દોરી રહેશે—એ વાત આજે સ્પષ્ટ રૂપે સિદ્ધ થઈ રહી છે.

# પ્રકરણ ૮ મું

## મોતીલાલજી અને મુસોલીની

મોતીલાલજીને નજરે જોતાં જ એમની અને ઇટાલીના સરમુખત્યાર સીનોર મુસોલીની વચ્ચેનું સામ્ય સ્પષ્ટ તરી આવે છે. સારા યુરોપની આંખ આજે મુસોલીની ઉપર ઠરી રહી છે તેવી જ રીતે સારા હિન્દની આંખ આજે મોતીલાલજી ઉપર ઢળી રહી છે. આજે હિન્દ અને એશિઆના રાજકારણમાં મોતીલાલજીની સ્પર્ધા કરી શકે એવો રાજનીતિજ્ઞ મળવો મુશ્કેલ છે. કૌસ્તુભ મણિ આપણી પાસે હોવા છતાં આપણા અજ્ઞાનથી આપણે ત્હેની યથાયોગ્ય કીંમત આંકી શકતા નથી. મોતીલાલજી હિન્દી હોવાથી હિન્દી પ્રજા એમની શક્તિઓનું અને કામગીરીનું યથાયોગ્ય મૂલ્ય ન આંકી શકે તો ત્હેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. મહાપુરુષ Superman ની પરીક્ષા કરવાનો ગુણ હિન્દની પ્રજામાં અત્યારે જ ધીમે ધીમે વિકાસ પામતો જોવામાં આવે છે. સૈકાની ગુલામગિરીને લઇને આપણી પ્રજાની વિવેકશક્તિ જડ બની ગયેલી હોવાથી દેશના મહાન્ પુરુષો તથા મહાન્ સ્ત્રીઓની કદર કરવાનું કામ પ્રજા માટે અશક્ય થઈ પડયું હતું. છેલ્લાં પચ્ચીસ વર્ષની રાજદ્વારી હીલચાલે તેમજ પ્રજામાં વધતી જતી કેળવણીના પ્રતાપે હવે આપણી પ્રજા પોતાની કદર કરતાં શીખી છે, અને તેથી જ આજે મહાત્મા ગાંધી, મોતીલાલજી, સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ, શ્રીમતી કસ્તુરબા, શ્રીમતી સરોજીની નાયડુ, શ્રીમતી કમલા નહેરુ, શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય વગેરે પ્રજાની અગ્રગણ્ય વ્યક્તિઓની પૂજા ઘેરઘેર થઇ રહેલી આપણે જોઇએ છીએ. આ ગુણપરીક્ષા તથા વિવેકશક્તિના વિકાસને લઇને જ આજે સારૂં હિન્દ સ્વાતન્ત્ર્ય પ્રાપ્તિ માટે એકત્ર બળથી કામ કરી રહેલું આપણે જોઇએ છીએ.

જ્યારે મોતીલાલજી સન ૧૯૨૭ માં યુરોપના પ્રવાસે ગયા હતા ત્યારે લંડનમાં એક સભ્ય મેળાવડા સમક્ષ ભાષણ કરતાં એમણે એમની સમગ્ર શક્તિઓને એવા સુન્દર સ્વરૂપમાં બતાવી હતી કે સભામાં બેઠેલી એક સુશિક્ષિત ઇટાલીયન યુવતી બોલી ઉઠી કે: "બીજા સીનોર મુસોલીની જોવા હોય તો આ રહ્યા. ઉભય વચ્ચે માત્ર વયનો તફાવત બાદ કરતાં ઘણું સામ્ય જણાઈ આવે છે."

ઇટાલીયન યુવતીના આ શબ્દો અક્ષરશઃ સાચા છે. મુસોલીની હજી જુવાન છે; મોતીલાલજી આજે ૭૦ વર્ષની પુખ્ત વયને આંગણે ઉભા છે. મુસોલીની પાક્કો કુનેહબાજ રાજદ્વારી પુરુષ હોવા છતાં કેટલાક પ્રસંગોએ અવિચારી વર્તન અને વિચારોનું પ્રદર્શન કરી પોતાના મિત્રો તથા પ્રજાજનોના હૃદયમાં ભીતિ ઉત્પન્ન કરે છે. પંડિત મોતીલાલજીની ઠરેલ બુદ્ધિ, અનુપમ વ્યવહારબુદ્ધિ, સદા વિજયવન્તી વિવેકશક્તિ કોઇ પણ દિવસ યા કોઇ પણ ક્ષણે પરિવર્તન દેખાડતી નથી. આનું કારણ કદાચ એમ પણ હોય કે મુસોલીની પોતાના વિજય અને ઇટાલીના ભાવિ ગૌરવના દર્શનથી પોતાની માનસિક સમતુલા ગુમાવવાથી બ્હીતો નથી. મોતીલાલજીની રાજદ્વારી કામગીરીનું સ્પષ્ટ અને મૂર્તિમન્ત પરિણામ આપણે હજુ જોઈ શકયા નથી; અને આ વિચારને લઇને એમનામાં મુસોલીની કરતાં વધુ સંયમ અને દીર્ઘદૃષ્ટિ દેખાતી હોય તો ત્હેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. બંને મહાપુરુષોએ પોતપોતાના દેશમાં નૂતન પ્રજાજીવન ઉત્પન્ન કર્યું છે.

"No one, not even the most irreconcilable of his foes can deny today the existence of a new, youthful Italian spirit; the work of Mussolini, who led a revolution, that is without parallel, in history because it was bloodless. . . . This man's name is on everybody's lips to-day. The

world follows his doings with curiosity, with admiration, sometimes with fear . . . They call him Caesar, Napoleon, Cromwell, Ro'bespierre; but he cares little."

મુસોલીનીના જીવનચરિતકારે મુસોલીની માટે વાપરેલા આ શબ્દો અક્ષરશઃ મોતીલાલજીને માટે પણ વાપરી શકાય. મુસોલીનીએ બળવો ઉઠાવી ઇટાલીનું પ્રભુત્વ અને મુક્તિ પ્રાપ્ત કર્યા છે, જ્યારે મોતીલાલજી અત્યારે રાષ્ટ્રની મુક્તિ માટે ચાલી રહેલા યુદ્ધમાં અગ્ર ભાગ ભજવી રહ્યા છે.

હિન્દના શત્રુઓ જેમ હિન્દને એક રાષ્ટ્ર તરીકે ન સ્વીકારતાં માત્ર એક "the land of the dead", માત્ર એક "a geographical expression" તરીકે વર્ણવી રહે છે તેમ ઇટાલીના શત્રુઓ પણ એ દેશને માટે એવા જ નિન્દાદર્શક શબ્દો વાપરતા. મુસોલીનીએ પોતાના વિજયથી તેમજ સત્તાથી ઇટાલીના શત્રુઓનાં મોઢાં સદાને માટે બંધ કરી દીધાં છે. મોતીલાલજી હિન્દના શત્રુઓનાં મોઢાં ક્યારે બંધ કરી દેશે એ વાત હજી ભાવિના ગર્ભમાં સમાઇ રહી છે.

મોતીલાલજી અને મુસોલીનીની મુખાકૃતિ તથા પ્રતિભામાં ઘણું સામ્ય જણાઈ આવે છે. મુસોલીનીને માટે કહેવામાં આવ્યું છે કે "If by chance he raised his eyes, one could see rising like a great internal light, a will force of granite. Impenetrable eyes; eyes that could see through as without giving anything of himself." મોતીલાલજીને માટે પણ આનાથી વધુ સુંદર શબ્દચિત્ર દોરી શકાય એમ નથી.

વક્તૃત્વશક્તિ તથા સભાઓને મુગ્ધ કરી નાખવાની શક્તિમાં મોતીલાલજી અને મુસોલીની પૂરા પાવરધા છે. મુસોલીનીની વક્તૃત્વ-શક્તિ તથા ભાષણો આપવાની શૈલી વિષે લખતાં એનો એક જીવનચરિત્રકાર કહે છે કે " He avoids empty phrases and invariably gives his words a vital content. He speaks extemporaneously, but with a precise, cutting logic. His speechs hold occasional out bursts and flights of fancy, but they cannot be construed as rhetorical or pompous. His personal magnetism is enormous, especially in the face of a crowd. He stands before his audience, like a block ot granite, filled with assurance, courage and energy. Around him all things seem fragile and transient, and men creatures of an inferior race. " શા માટે આ શબ્દો મોતીલાલજીને માટે પણ ન વાપરી શકાય ?

મોતીલાલજીના એસેમ્બલીના તથા અન્ય પ્રસંગોએ આપેલાં ભાષણો જેમણે સાંભળ્યા છે તેઓ એમની પ્રતિભા તથા સામા પક્ષને દલીલો તથા સચોટ તર્કશક્તિથી આંજી નાખી મહાત કરવાની શક્તિથી પરિચિત હોવા જ જોઇએ. મોતીલાલજીના ભાષણોમાં મિથ્યા શબ્દ-જાળ, મિથ્યા વિશેષણો, અર્થહીન કલ્પના તથા આદર્શોનાં ઉડ્ડયનો જોવામાં આવતાં નથી, પરન્તુ વસ્તુનું તલસ્પર્શી દર્શન એ જ એમના ભાષણોનો અન્તરાત્મા કહી શકાય. આજે રાષ્ટ્રના નેતાઓમાં એમનું અગ્રગણ્ય સ્થાન એમની અનેક શક્તિઓને આભારી છે, પરન્તુ ત્હેમાં એમની જ્ઞાનથી સમૃદ્ધ અને વસ્તુદર્શનથી સુશોભિત વક્તૃત્વ-શક્તિ પ્રધાન ભાગ ભજવે છે.

મોતીલાલજી અને મુસોલાની ઉભય પ્રકૃતિએ સરમુખત્યાર—dictators—છે. આજ્ઞા અને હુકમ પળાવવામાં ઉભય સરખા જ

મક્કમ છે. સન ૧૯૨૨ માં ઇટાલીયન યુવકો સમક્ષ ભાષણ કરતાં મુસોલીનીએ ઉચ્ચાર્યું હતું કે: "I am for the most rigid discipline. We must force ourselves to the most ironclad discipline, because other wise we will not have the right to impose it on the nation." શું આ શબ્દો મોતીલાલજીના શબ્દો છે એમ નથી લાગતું !

ઉભયના કાર્યની દિશા વર્તમાન સુધારી પોતાના રાષ્ટ્રને માટે જ્વલન્ત ભાવિ રચવાની છે. મુસોલીની કહે છે કે: "We must forget the work of the past in the work of the future. What we did yesterday is of little importance; it is today, most of all tomorrow, that counts;" મોતીલાલજી પણ જ્વલન્ત ભૂતકાલને વીસરી જઈ દેશને માટે જ્વલન્ત ભાવિ રચવાના મહાન્ કાર્યમાં આજે મંડી ગયા છે.

# પ્રકરણુ ૯ મું

## મોતીલાલજી-એમના જીવનની મિમાંસા

મોતીલાલજીના જાહેર જીવનની રૂપરેખા આપણે આગલા પ્રકરણોમાં ચર્ચી; હવે આપણે મોતીલાલજીના કૌટુમ્બિક તથા સામાજીક જીવનની મિમાંસા કરીશું.

મોતીલાલજી યુવાવસ્થામાં આવતાં જ પશ્ચિમના સુધારા અને સભ્યતાના પૂજક બનવાથી એમણે એમનું જીવન પશ્ચિમના ધોરણે જ ઘડયું હતું. વકીલાતમાં એકદમ સફળ થવાથી એમને એવું ઉચ્ચ અને સભ્ય જીવન ગાળવામાં કોઇ પણ જાતની મુશ્કેલીઓ વેઠવી પડી નહિ. " આનન્દ–ભવન "ના મોજશોખો અને આનંદ વિલાસોની વાતો સારા સંયુક્ત પ્રાન્ત—તથા ઉત્તર હિન્દમાં ગવાતી હતી. એમનું ગૃહ જીવન કોઈ પણ રાજાધિરાજને નીચું જોવડાવે એવા પ્રકારનું હોઇ આખા દેશમાં એની પ્રશંસા થતી હતી.

### મો તી લા લ જી નું કુ ટુ મ્બ

મોતીલાલજીના ધર્મ પત્ની શ્રીમતી સ્વરુપરાણી નેહરુ સુશીલ અને સુશિક્ષિત મહિલા હોઇ પોતાના પતિને જીવનના પ્રત્યેક કાર્યમાં મદદ રૂપ થઇ પડેલાં છે.

" સુખમાં તથા વિલાસમાં પતિ સહ હમેલી,
દુઃખમાં તથા ત્યાગમાં પતિ સહ હમેલી, "

એવી સ્વરુપાણી નેહરુ ભારત વર્ષનું ગૌરવ છે. આજે ચાલી રહેલા ધર્મયુદ્ધમાં પતિની સાથે એઓ અજબ કામ કરી રહ્યાં છે.

મોતીલાલજીના એકના એક પુત્ર જવાહરલાલને સારૂં હિન્દ, સારૂં જગત્ ઓળખે છે. એકતાળીસ વર્ષની નાની વયે એમને મહાસભાના પ્રમુખ નીમી રાષ્ટ્રે એમની શક્તિઓ તથા દેશભક્તિનું યોગ્ય મૂલ્ય આંકયું છે.

કાયરોનો શત્રુ,
વિલાસીઓનો મૃત્યુદંડ
સ્ત્રીઓનો ઉદ્ધારક,
દલિતોનો મોક્ષદાતા,"

. . . .

" ત્યાગે બ્રાહ્મણ,
શૌર્યે ક્ષત્રિય,
બુદ્ધિમાં બૃહસ્પતિ,
વ્યવસ્થામાં લેનીન,
દાવપેચમાં મુસોલીની," *

આવી અનેક શક્તિઓ ધરાવનાર જવાહરલાલ વિષે વધારે પિષ્ટપેષણ કરવું અનુચિત છે.

જવાહરલાલના પત્ની શ્રીમતી કમલા નેહરુ એક સંસ્કારી, સુશિક્ષિત લલના છે અને એમણે અત્યારે ચાલી રહેલાં યુદ્ધમાં અગ્ર ભાગ લઇ સારા હિન્દના નારીવર્ગમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ઓલ-ઇન્ડિઆ કોંગ્રેસ વર્કીંગ કમિટીના સભ્ય બનવાનું સદ્ભાગ્ય મેળવી આજે પેતાની અને પોતાના પતિની તેમજ સાસુ સસરાની કીર્તિમાં ઓર વધારો કરી રહ્યાં છે.

મોતીલાલજીની વડી દીકરી શ્રીમતી વિજયલક્ષ્મી પંડિત પણ સુશિક્ષિત અને ઉગ્ર અને સુધરેલા વિચારો ધરાવનારી મહીલા છે. ઘર આગળ જ અભ્યાસ કરી એમણે અંગ્રેજી અને હિન્દી ભાષાઓ ઉપર સારૂં પ્રભુત્વ મેળવેલું છે. જાહેરજીવનમાં એઓ આગળ પડતો ભાગ હમેશ લેતાં હોવાથી અત્યારના ધર્મયુદ્ધમાં પણ સ્વદેશી અને પરદેશી માલના બહિષ્કાર વિષે સારૂં કાર્ય કરી રહ્યાં છે. ગયા જુન મહીનામાં મુંબઈ આવ્યાં હતાં ત્યારે એમણે "યુવાનો અને સ્વદેશી" ઉપર એક વિદ્દતાભરેલું ભાષણ આપ્યું હતું.

મોતીલાલજીની ન્હાની પુત્રી કુમારી કૃષ્ણા નેહરૂ પણ એમનાં ભાઇ જેટલાંજ ઉદ્દામ વિચારો ધરાવનારાં છે. કૃષ્ણાકુમારી નૂતન

* અમારા તરફથી પ્રસિદ્ધ થએલ "ભારતનો મહારથી"માંથી. કીંમત ૦-૨-૦

યુગની સ્ત્રીઓની નેતા છે. એમને સ્ત્રીઓને પુરુષોના જેટલાજ હક્ક તથા અધિકાર હોવો જોઇએ એ વસ્તુની ચર્ચા તથા લડત અતિપ્રિય છે. કૃષ્ણા પિતાના આંખની કીકી છે, માતાને શાન્તિ તથા વિશ્રામનું સ્થાન છે. ભાઇને તથા ભાભીને પ્રેરણા મેળવવાનું સાધન છે. કૃષ્ણા નેહરુ અત્યારની હીલચાલમાં અજબ શક્તિ અને ઉત્સાહથી કાર્ય કરી રહ્યાં છે અને ભવિષ્યમાં દેશનો ઇતિહાસ ઘડવામાં અગ્રભાગ ભજવે તો ત્હેમાં આશ્ચર્ય જેવું કાંઇજ નથી.

વિજયલક્ષ્મી અને કુમારી કૃષ્ણાને માટે લખતાં મ્હેં “ભારતનો મહારથી” માં નીચેનાં શબ્દો વાપર્યા હતા:

“પિતાનું ગૌરવ વધારતી,
બન્ધુને સહકાર અર્પતી,
રાષ્ટ્રની સ્ત્રી શક્તિની
જ્વલન્ત ચેતનામૂર્તિઓ,”

સ્ત્રીશક્તિની ચેતનામૂર્તિઓ જેવી આજે ઉભય ભગિનીઓ સારા દેશનું ધ્યાન ખેંચી રહી છે.

હવે રહ્યાં ઇન્દુમતિ નેહરૂ. જવાહરલાલ અને કમલાદેવીનું આ એકનું એક સંતાન પિતા અને માતાનું નામ રાખી રહેશે એવી આગાહી કરવી વધારે પડતી નથી. જવાહરલાલે એમને સુન્દરમાં સુન્દર શિક્ષણ આપી જીવનના કાર્ય માટે ઉત્તમ પ્રકારે તૈયાર કર્યા છે. ઈન્દુમતિ પર જવાહરે લખેલા કાગળો વાંચતાં ઇન્દુમતિના બુદ્ધિવૈભવનો આપણને અચ્છો ખ્યાલ આવી રહે છે. મોતીલાલજી ઈન્દુને માટે મરી ફીટે છે.

સામાજીક વ્યવહારમાં મોતીલાલજી કોઈ પણ જાતનાં બન્ધનો સ્વીકારતા નથી. લગ્ન, સ્ત્રીકેળવણી વિષે એમના વિચારો કોઇ પણ સમાજ સુધારકના વિચારોને ટપી જાય એવા છે. મોતીલાલજી આન્તરવર્ણ લગ્નોમાં તથા સીવીલ મેરેજમાં માનતા હોવાથી કોઇપણ

દિવસ એ વિષયો ઉપર વિરોધદર્શક વિચારો દર્શાવ્યા નથી. મોતીલાલજી જ્ઞાતિસંસ્થા તથા વર્ણાશ્રમધર્મમાં માનતા નથી, કારણ કે એમના અભિપ્રાય પ્રમાણે આ સંસ્થાઓએ હિન્દુ ધર્મની અધોગતિ લાવવામાં ખાસ ભાગ ભજવેલો છે. મોતીલાલજી Inter-caste inter-provincial marriagesમાં માને છે પરન્તુ આન્તર–જાતીય લગ્નોમાં –Inter-communal marriages માનતા નથી, કારણ કે એવાં વિજાતીય લગ્નો વર્ણશંકરતા, અધમતા તથા નીચતાનું વાતાવરણ ઉભાં કરે છે. પ્રાન્તપ્રાન્તના અને જુદા જુદા વર્ણોના હિન્દુઓ માંહોમાંહે લગ્નો કરે એ એમની દૃષ્ટિએ હિન્દુસમાજ અને હિન્દુ ધર્મના વિકાસ તથા પ્રગતિ માટે અત્યંત આવશ્યક અને આવકારદાયક છે.

## પ્રકરણ ૧૦ મું

## મહાત્માજી અને મોતીલાલજી

સેકન્ડ એલ. એલ. બી. ના અભ્યાસક્રમમાં "હિન્દુ લૉ" નો અભ્યાસ ખાસ અગત્ય ધરાવે છે. બીજી એલ. એલ. બી.માં આવતાં જ મ્હેં "હિન્દુ લૉ" નો અભ્યાસ શરૂ કર્યો અને એ વિષયનું પ્રભુત્વ પ્રાપ્ત કરવાના હેતુથી એ વિષય ઉપરના બધા ગ્રન્થો અવલોકી ગયો. ઉંડા અભ્યાસને પરિણામે મ્હેં એક સત્ય તારવી કાઢયું કે: "હિન્દુ લૉ" ઉપર ભાષ્યો તથા ટીકા લખનારાઓ હિન્દુસમાજની સંયુક્ત કુટુમ્બની પ્રથાને ખાસ અગત્ય આપે છે. રા. એમ. આર. જયકર સંયુક્ત કુટુમ્બની પ્રથાનો ઉહાપોહ કરતાં કહે છે કે: "સંયુક્ત કુટુમ્બની પ્રથાએ હિન્દુ સમાજ આજ સુધી ટકાવી રાખ્યો છે, પરન્તુ એ પ્રથાને લઇને હિન્દુસમાજમાં મહાન્ પુરુષો અને મહાન્ સ્રીઓનો ઉદ્દભવ લગભગ અશક્ય થઇ પડયો છે." રા. જયકરનું આ કથન એક દષ્ટિએ સત્ય છે; પરન્તુ મહાત્માજી, મોતીલાલજી, ટાગોર, દેશબન્ધુ, વિઠ્ઠલભાઇ, સરદાર વલ્લભભાઇ આદિ મહા પુરુષો સંયુક્ત કુટુમ્બનાંજ પરિણામો છે એ સત્ય વિચારતાં રા. જયકરનું કથન બીજી દષ્ટિએ અવાસ્તવિક લાગે છે. સંયુક્ત કુટુમ્બ આર્યોના સમાજશાસ્રનું એક વિશિષ્ટ અંગ છે.+ ભૂતકાલમાં એ સંસ્થાએ આર્યસમાજનું એક કિલ્લાની માફક રક્ષણ કરેલું છે.× બ્રહ્મ સાથે એકમયતા સાધવી એ હિન્દુધર્મનો અન્તરાત્મા છે અને એ એકમયતાનો પ્રથમ પાઠ સંયુક્ત કુટુમ્બના જીવનમાં આર્યબાલકો શીખી લે છે.*

+ Prof. Radhakrishnan, Lectures on Hinduism.

× Ramsastri, Philosophy of Rabindranath Tagore.

* Prof. Radhakrishnan, Indian Philosophy Volume I.

મહાત્માજીએ એમના શકવર્તી જીવનમાં અનેક સિદ્ધિઓ અને વિજયો પ્રાપ્ત કર્યા છે, પરન્તુ એ સઘળી સિદ્ધિઓમાં "રાષ્ટ્રનું પુનર્વિધાન" તથા "હિન્દુસમાજનું પુનર્વિધાન" એ બે સિદ્ધિઓ મહાન્‌માં મહાન્‌ કહી શકાય. આ કારણથી જ મહાત્માજીને સન્ત અને રાષ્ટ્રવિધાયક તરીકે આજે સારૂં હિન્દ પૂજે છે× મોતીલાલજી મહાપુરુષ અને રાજનીતિજ્ઞ તરીકે જગત્‌ આગળ ઝળકી રહે છે. મહાત્માજી એટલે Saint અને Nation-builder; મોતીલાલજી એટલે Superman અને Statesman. આ બે મહાપુરુષોના સહયોગ અને સહકારથી જ આજે હિન્દ સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરવા કટિબદ્ધ થયું છે. એમનું કાર્ય પૂરૂં થતાં વલ્લભભાઇ અને જવાહરલાલનું કાર્ય શરૂ થશે.

મહાત્માજીએ હિન્દી પ્રજામાં સ્વાતન્ત્ર્યની ભૂખ ઉત્પન્ન કરી મુક્તિ મેળવવાનો રાજમાર્ગ પ્રજાને બતાવી આપ્યો. ઉંચ-નીચના ભેદો, અસ્પૃસ્યતા, હિન્દુ-મુસ્લીમ વિખવાદો, પ્રજાની નિષ્પ્રાણતા, નિર્વીર્યતા, ઉદાસીનતા, સ્ત્રીઓની પરાધીનતા તથા હાડમારીઓ, મૃત્યુનો ભય આદિ પ્રજા જીવનનાં અનેક દૂષણોને જડમૂળથી ઉખેડી નાખી જગતની પ્રજાઓમાં હિન્દને માટે અણમોલું સ્થાન પ્રાપ્ત કર્યું છે. મહાત્માજીએ ઉત્પન્ન કરેલાં વિચારબલો તથા રાષ્ટ્રબલોના પ્રભાવથી આજે નૂતન, સ્વતન્ત્ર તથા પ્રભાવશાલી હિન્દ ઘડાતું આપણે નજરે જોઇ રહ્યા છે. મહાત્માજીએ અર્યાવર્તનો સુઇ ગયેલો અન્તરાત્મા જાગૃત્‌ કરી જગતમાં એક નવા યુગની સ્થાપના કરી છે.+ મૃત્યુની નિર્ભયતા, સ્ત્રીઓની સમાનતા તથા વર્ણભેદનો વિનાશ. મહાત્માજીના આ ત્રણ મહાન્‌ જાદુઓ કહી શકાય.* કુસંપ, ઇર્ષ્યા, અસૂયા, ગુલામ-

× Prof. A. R. Wadia, Presidental Address at the All-India Philosophical Congress, Dacca.

+ Romain Rolland, Mahatma Gandhi, Page 98.

* George Slocombe, in an Interview.

ગીરી બાલલગ્નો, ફરજીયાત વૈધવ્ય, કજોડાં, વરવિક્રય, કન્યાવિક્રય, વ્યભિચાર, ધર્મનાં ધતીંગો, કાયરતા, જીવનની, લાલસા, વિષયાન્ધતા, ધર્મ અને સ્ત્રીઓના રક્ષણ કરવાની અશક્તિ આદિ દુર્ગુણો અને દૂષણો હિન્દુસમાજને આજસુધી કોતરી ખાતાં હતાં.* મહાત્માજીએ આ વસ્તુસ્થિતિ તથા સંજોગોને આંખના પલકારામાં ફેરવી નાખ્યાં છે. લેનીને નિષ્પ્રાણ, નિશ્ચેતન રશીયાને ઉખેડી નાખી સ્વતન્ત્રતા તથા સમાનતાના સ્વર્ગમાં વિચરતું રૂશિઆ ઉત્પન્ન કર્યું.+ મહાત્માજી પણ એજ દિશામાં કાર્ય કરી રહ્યા છે.

મહાત્માજીની કામગીરીનો વિચાર કરતાં હિન્દુસમાજ તથા રાષ્ટ્રજીવનના પુનર્વિધાન માટે એમણે કરેલા પ્રયાસો ખાસ નજર આગળ તરવરી આવે છે. એમની રાષ્ટ્રીય કામગીરી Political Workmanship હજુ પૂર્ણ અવસ્થાએ પહોંચી નથી એટલે એનો વિચાર ભવિષ્યમાં કરવાની મ્હારી અભિલાષા છે; અત્યારે એમની સામાજીક કામગીરીનો જ વિચાર કરીશું. મહાત્માજીની સામાજીક કામગીરીનો સંપૂર્ણ ખ્યાલ બાંધવાને માટે આપણે દેશના સામાજીક જીવનની સંક્ષિપ્ત પરન્તુ ભાવવાહી મીમાંસા કરીશું× ગઇ કાલનો અને આજનો હિન્દુસમાજ કેવો હતો અને છે તે પણ સાથે સાથે વિચારવું પડશે.

અત્યારે હિન્દુસમાજના બંધારણમાં મહાન્ પરિવર્તન થઇ રહેલું આપણે જોઇ રહ્યા છીએ. જૂની ભાવનાઓ, જૂના વિચારો, જૂના સંશયો તથા વહેમો ધીમે ધીમે દૂર થઇ જઇ નવીન વિચારો તથા

---

* Lala Lajpat Rai, Unhappy India.

\+ Stalin, Leninism, Page 47.

× મ્હારા થોડા વખતમાં પ્રસિદ્ધ થનાર "The Reconstruction of Hindu Society" નામના ગ્રન્થમાં મહાત્માજીના હિન્દના સામાજીક પુનર્વિધાન માટેના પ્રયાસોની મ્હેં સંપૂર્ણ રીતે મીમાંસા કરી છે.

નવાં દૃષ્ટિબિન્દુઓને આપણાં જીવનમાં સ્થાન આપી રહ્યાં છે. સર્વત્ર પ્રગતિ અને વિકાસ થઇ રહ્યો હોવા છતાં હજુ પણ આપણે આપણી સ્ત્રીઓ પ્રત્યેનું દૃષ્ટિબન્દુ ફેરવ્યું નથી. ગૃહ, સમાજ તથા દેશના જાહેર જીવનમાં એમનું સ્થાન નિષ્પક્ષ દૃષ્ટિથી તથા વિવેકશક્તિથી હજુ આપણે નક્કી નથી કર્યું. મનુ મહારાજે રચેલા સિદ્ધાન્તો પ્રમાણે હજુ આપણે આપણી સ્ત્રીઓને કારાગૃહમાં જીવતી દાટી રહ્યા છે. સ્ત્રીસ્વાતન્ત્ર્ય તથા સ્ત્રીઓના હક્કોની વાતો તથા દલીલો સાંભળતાં જ કેટલાક સનાતનીઓ તથા પ્રાચીનતાના પૂજકો તેમજ ભૂતકાલને જ સર્વસ્વ માનનારા ધર્મધુરંધરો ભડકી ઉઠે છે, અને સ્મૃતિઓ, ધર્મશાસ્ત્રો તથા રામાયણ, મહાભારત તથા પુરાણોની સતીઓનાં ગુણગાન ગાવા મંડી પડે છે. પરન્તુ ભૂતકાલને જ સુવર્ણયુગ માનનારા આ અવિચારી અને અન્ધ ધર્મમહારથીઓ આપણો ભૂતકાલ કેવો હતો, એ સુવર્ણયુગમાં આર્યસ્ત્રીઓનું સ્થાન, આર્યસ્ત્રીઓનું સ્વાતન્ત્ર્ય, આર્યસ્ત્રીઓના હક્કો તથા અધિકારો તથા આર્યસ્ત્રીઓની જીવનસિદ્ધિઓ Their achievements and accomplishments કેવી અને કેવા પ્રકારની હતી ત્હેનો વિચાર કર્યા વિના માત્ર "અત્યારે જે સ્થિતિ પ્રવર્તી રહી છે તે જ સારી; બીજું બધું ખોટું. સ્ત્રીઓને વળી સ્વાતંન્ત્ર્ય કેવું? સંતાન ઉત્પન્ન કરવાં અને ઉછેરવાં અને પતિ-દેવની પૂજા કરવી; તથા રાંધવું, વાસણો માંજવાં તથા ઘર સાફ રાખવું; બે ચાર દિવસે દેવમન્દિરે જવું અને મહારાજના મુખે હરિ-કથા સાંભળવી અને મહારાજની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત કરવી; તથા અઠવા-ડીએ કે પખવાડીએ ગામનાં કે પડોશનાં બૈરાંઓને એક બે કલાક મળી આવવું એ સિવાય સ્ત્રીઓને વળી બીજા હક્કો શું હોઇ શકે? વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી એ મનુ મહારાજનો દ્રોહ કર્યો કહેવાય. અસ્પૃશ્યોને વળી આર્યો તથા બ્રાહ્મણો જેવું સ્થાન કેમ આપી શકાય? જ્ઞાતિઓનું ઉચ્છેદન કરવું એ મહાપાપ છે; વર્ણા-ન્તર લગ્નોને ઉત્તેજન આપવું તથા બાલલગ્નોને બંધ કરી મોટી

વચનાં સ્નેહલગ્નો સ્વીકારવાં એ તો આર્યસંસ્કૃતિ તથા આર્યધર્મના પાયા ઉખેડી નાખવા બરાબર છે.” આદિ મિથ્યા પ્રલાપો કરવા કરવા મંડી જાય છે.

આપણા સનાતનીઓ તથા પ્રાચીનતાના પૂજકો તથા બાપના કુવામાં મરીને મોક્ષ મેળવવાની આશા રાખતા ધર્મચુસ્ત ગૃહસ્થોને ભૂતકાલ વિષેના ખોટા વિચારો તથા માન્યતાઓનાં જે ભયંકર ભૂતો વળગ્યાં છે તે આપણે સમજાવટથી, દલીલોથી તથા એમની ધાર્મિક લાગણીઓને આઘાત કર્યા વિના ઉતારવાં ઘટે છે. આપણે એમને વળગેલાં ભૂતો કેવી રીતે ઉતારી શકીએ? આપણી પાસે નથી કોઇ જાદુ, નથી કોઇ જડીબુટ્ટી, નથી કોઇ ધન્વન્તરીનો રામબાણ ઇલાજ. એ ભૂતો ઉતારવાનો માત્ર એક જ રાજમાર્ગ છે અને તે ભૂતકાલનો આર્યસમાજ, ભૂતકાલની આર્ય સંસ્કૃતિ, ભૂતકાલનાં આર્ય સ્ત્રીપુરુષોનું જીવન, ત્હેમના વિચારો, ભાવનાઓ, આદર્શો તથા પરસ્પર સંબંધો આદિ વસ્તુઓનું યથાર્થ અને યથાગત દર્શન અને નિરુપણ. ભૂતકાલ વિષેના ખોટા વિચારો, ખોટી માન્યતાઓ તથા મન્તવ્યોને ખંખેરી નાખ્યા વિના આપણો વર્તમાન સુધરનાર નથી, અને વર્તમાનજ ન સુધરે તો પછી ભવિષ્ય શું સુધરવાનું હતું? પંડિત મોતીલાલ નેહ-રુની વિદુષી તથા સંસ્કારી પુત્રી કુમારી કૃષ્ણા નેહરુના શબ્દોમાં કહું તો “વર્તમાન અને ભવિષ્ય સુધારવાં હોય તો ભૂતકાલને એના યથાર્થ અને સત્ય સ્વરૂપમાં સમજવાની ખાસ જરૂર છે. આપણા ભૂતકાલને સમજ્યા વિના હિન્દનો તથા હિન્દુસમાજનો મોક્ષ સાધવાની આશા આકાશપુષ્પવત્ છે.”

આપણે આપણી સ્ત્રીઓના હક્કો, એમની સામાજીક, જાહેર અને રાજકીય જીવનમાં સમાનતા સ્વીકારીએ અગર ન સ્વીકારીએ તો પણ હવે તો હિન્દની સ્ત્રીઓએ પોતાના ઉદ્ધારનું કાર્ય પર પૂર વેગે આગળ ધપાવવા માંડયું છે. એમને પુરુષોની મહાનુભૂતિ તથા શુભ નિષ્ઠા

તેમજ સાહાય્ય તથા સહકારની પરવા નથી; હિન્દની સ્ત્રીઓએ સન ૧૯૩૦માં હિન્દના મોક્ષ માટે શરૂ થયેલાં યુદ્ધમાં પોતાનું નૂર, પોતાની શક્તિઓ, પોતાની કાર્યશક્તિ તથા વ્યવસ્થાબલ તેમજ નિર્ભયતા અને અડગતાનો સારા જગતને સુન્દર પરિચય કરાવ્યો છે. મનુ મહારાજને એમણે જીવતો દાટી દીધો છે; મીસ કેથેરાઇન મેયોનો નારીઅવતાર ખરાબ કરી નાખી ત્હેને વેશ્યા તથા ડાકણી તરીકે જગત્ સમક્ષ એમણે ઉઘાડી પાડી છે. આપણી સ્ત્રીઓએ આંખના પલકારામાં ધર્મને નામે એમના ઉપર લાદવામાં આવેલી પરતન્ત્રતા તથા ગુલામગીરીના ચૂરેચૂરા ઉડાવી દીધા છે. કેટલીક બાબતોમાં તથા ત્યાગમાં અને સહનશક્તિમાં તો એમણે પુરુષોને પણ પાછા હઠાવી દીધા છે. યુગોનો ઇતિહાસ એમણે ચોવીસ કલાકમાં ભૂંસી નાંખ્યો છે. દેવમન્દિરો અને એ દેવમન્દિરોના અધિષ્ઠાતા તથા વ્યભિચારી, અર્ધદગ્ધ મહારાજોની કૃપા મેળવવા પાછળ જીવન નીચોવી નાખતી આપણી સ્ત્રીઓએ હવે એ કહેવાતા દેવમન્દિરો તથા ત્હેના મહારાજોને સદાને માટે દૂર ધકેલી દીધાં છે. બાલલગ્નો તથા જ્ઞાતિલગ્નોનું સ્થાન હવે વર્ણાન્તર સ્નેહલગ્નો લેશે; વૈધવ્યની સંસ્થાનું નામનિશાન પણ હવે રહેવાનું નથી; "વિધવા" જેવો શબ્દ જ હવે હિન્દુસમાજના શબ્દકોષમાં શોધેલો જડવાનો નથી. પત્ની મરી જતાં પતિ વૈધવ્ય પાળતો નથી, તો પછી પતિ મરી જતાં પત્નિએ શા માટે વૈધવ્ય પાળવું? પોતાના વિકાસ તથા સુખ માટે પુરુષને પુનર્વિવાહની જેટલી જરૂર છે, તેટલી જ, બલ્કે તેથી વધારે સ્ત્રીને પોતાના જીવનવિકાસ અને જીવનસાફલ્ય કાજે પુનર્વિવાહની જરૂર છે. આપણી સ્ત્રીઓ હવે પોતાની મુક્તિ માટે પુરુષોને પગે લાગી વિનવણીઓ નથી કરવાની; પોતાનાં બલથી તથા શૌર્યથી જ ગૃહમાં, સમાજમાં તથા રાષ્ટ્રના જીવનમાં પોતાનું સ્થાન લઈ લેવાનો એમણે હિમાલયના જેવો અચલ અને અડગ નિશ્ચય કર્યો છે.

હિંદની આર્યાઓએ આજે દેશના અને પોતાના મોક્ષ માટે

બ્રહ્મયજ્ઞ આદર્યો છે અને એ યજ્ઞની જ્વાલાઓમાં આજની ગુલામગીરી, નિર્બલતા, અન્ધતા, નિર્વીર્યતા, કાયરતા, અસાહસિકતા, અસહિષ્ણુતા, વિષયાન્ધતા, સ્વાર્થમયતા, હૃદય અને બુદ્ધિની સંકુચિતતા, વર્ણભેદો, જ્ઞાતિભેદો, ઉંચનીચના ભેદો તથા પ્રાન્તીય ભેદો ભસ્મસાત્ થતા આપણે જોઈ રહ્યા છીએ. આંખ ઉઘડે ન ઉઘડે એટલામાં તો વસ્તુ-સ્થિતિ આસ સદંતર બદલાઈ ગઇ છે, જ્ઞાની તેમજ દીર્ઘદષ્ટિ તથા વિવેકદષ્ટિ ધરાવનાર પુરુષોએ હવે આપણી સ્ત્રીઓના જીવનતા પ્રત્યેક ક્ષેત્રમાં સમાનતા સ્વીકારવી ઘટે. એમના હક્કો, અધિકારો તથા સ્થાનનો આપણે જલદીથી ઉદાર હૃદયે સ્વીકાર કરવો પડશે. સ્ત્રીઓની મહત્તા, શક્તિ તથા સ્વતન્ત્રના ઉપરજ પુરુષની મહત્તા તથા રાષ્ટ્રનું સ્વાતન્ત્ર્ય અવલંબી રહે છે. આજે એ મહાન્ સત્ય આપણે સંપૂર્ણ રીતે સમજી ગયા છે. અને તેથીજ આજે આપણી મતાઓને, ભગિનીઓને, પુત્રીઓને તથા પત્નીઓને આપણી સમાન ગણી સન્માની રહ્યા છે. વિજયના માર્ગે ઉલ્લાસ તથા ગૌરવભર્યા હૈયે કૂચ કરતી એ જગદંબાઓને, એ મહાદેવીઓને, એ વિશ્વરાજ્ઞીઓને આપણે સગર્વ અને સપ્રેમ જોઇ રહ્યા છે. હિન્દની સર્વદેશીય મુક્તિને હવે કોણ અટકાવી શકે એમ છે? મહાત્માજીનો આ જાદુ વાળી શકાય એમ નથી.

દેશની પરિસ્થિતિમાં તથા સ્ત્રીઓ પ્રત્યેની પુરુષવર્ગની દષ્ટિમાં થયેલું પરિવર્તન તેમજ સમાનતા, સ્વાતન્ત્ર્ય, તથા નૈતિક બલના ધગધગતા આદર્શો ચિરંજીવ રાખવાને માટે પ્રજાની વિચારશક્તિ તથા વિવેકશક્તિને આપણે ખીલવવી પડશે. પ્રજાનું વિચારબલ અને બુદ્ધિ બલ ખીલવવાનું કાર્ય પ્રજાના ચિન્તકો તથા સાહિત્યકારોનો પ્રથમ ધર્મ છે. બુદ્ધિબલ અને વિચારબલના વિકાસ વિના ગુજરાત તથા હિન્દનો મોક્ષ સાધી શકાવાનો નથી. "જે દેશમાં જ્ઞાનની પિપાસા નથી, જે દેશમાં સ્વતન્ત્ર બુદ્ધિનો સંપૂર્ણ વિહાર નથી, તે દેશમાં વહેમ, ભ્રમણા, અને અન્ધાપાનું સામ્રાજ્ય અનિવાર્ય છે. જીંદગીના ન્હાનામાં ન્હાના પ્રસંગોથી માંડી જબરજસ્ત સલ્તનતોના મહાપ્રશ્નોનો

ઉકેલ વિચારબલ અને બુદ્ધિબલ વગર કદિ નીકળી શકશે નહિ. ... શા માટે ક્યાંય પણ નિર્ણયાત્મક જીવન પ્રવૃત્તિઓ દેખાતી નથી? ભાવનાઓ અને આદર્શો અદ્ધર આકાશમાં કેમ લટકી રહેલ છે?' આનું કારણ આપણા દેશોમાં સર્વત્ર નજરે પડતો વિચારબલ અને બુદ્ધિબલનો દુષ્કાલ નહિ તો બીજું શું? આ દુષ્કાલને સ્થાને સુકાલ ઉત્પન્ન કરવો એ દેશના સાહિત્યકારોનો પ્રથમ ધર્મ છે, પ્રજાજીવન સાહિત્યને ઘડે છે, પરન્તુ સાહિત્ય પણ પ્રજાજીવનને ઘડે છે એ પણ એટલું જ સાચુ છે. વોલ્ટેર, રૂસો, વિક્ટર હ્યુગો, ગેટે, શીલર, કેન્ટ, ફિશ્ટે, નીત્સે, ટોલ્સ્ટોય, ગાર્કી, ઇબ્સેન, ટાગોર, બર્નાડ શો, રોમાં રોલાં આદિ સાહિત્યક્ષેત્રના મહારથીઓની કૃતિઓએ પોતપોતાની પ્રજાના જીવનના ઘડતરમાં શું ફાળો આપ્યો છે તે સત્ય દીવા જેવું સ્પષ્ટ છે. ગુજરાતને આજે પ્રતિભા અને મૌલિક શક્તિઓના બલે નૂતન આદર્શો તથા દૃષ્ટિબિન્દુઓ ઉભા કરતા તથા પ્રજાની ભાવનાઓ, લાગણીઓ તથા ઉર્મિઓનું સાહિત્યમાં તાદૃશ પ્રતિબિમ્બ પાડતા ચિન્તકો તથા વિચારકોની જરૂર છે. મહાત્માજીએ આવા ચિન્તકો તથા વિચારકો ગુજરાતમાં ઉત્પન્ન કર્યા છે. મોતીલાલજીએ સમાજ સુધારા તથા સમાજ બંધારણના પ્રશ્નો ઉપર ખાસ ધ્યાન આપ્યું નથી. કલકત્તા કોન્ગ્રેસના ભાષણમાં એમણે સ્ત્રીઓની સ્થિતિ, અસ્પૃશ્યોની હાડમારીઓ તથા હિન્દુ–મુસ્લીમ પ્રશ્નની રાષ્ટ્રીય દૃષ્ટિએ સુન્દર મીમાંસા કરી હતી. મોતીલાલજી એટલે ધગધગતું રાજકારણ. Burning Politics. મોતીલાલજી એટલે રાજદ્વારી ક્ષેત્રનો અજય્ય સેનાપતિ. તેથી જ એમને માટે કહેવાય છે કે "Motilalji is every inch a statesman and a commander."

મહાત્માજી ન હોત તો દેશબન્ધુ ન હોત, મોતીલાલજી ન હોત, વલ્લભભાઇ ન હોત, જવાહરલાલ ન હોત; આજે પૂર બળથી લડી રહેલી હિન્દની મહાન્ પુત્રીઓ ન હોત. પૂજ્ય કસ્તુરબા,

સરોજીની નાયડુ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય, કમલા નેહરૂ, શ્રીમતી સરલાદેવી અંબાલાલ જેવાં ગર્ભશ્રીમન્ત નારી રત્નો જેલમહેલમાં આનંદથી સિધાવે એ સાબરમતીના સન્તનો અદ્દ્ભુત જાદુ છે, એમનું વિશ્વ વિજયી કામણ છે. જય હો મહાત્માજીનો, જય હો મોતીલાલજીનો! મહાત્માજી અને મોતીલાલજી! ત્હમે ઉભય દેવો છો. ત્હમે રોપેલાં સ્વાતન્ત્ર્ય વૃક્ષનાં ફ્લો અમે ખાઇશું અને ત્હમને આશીર્વાદ દઇશું. અમેરિકાનો દરેક યુવાન્ અમેરિકાનો પ્રેસીડન્ટ થવાની અભિલાષા રાખે છે. ઇંગ્લેન્ડનો પ્રત્યેક યુવાન્ પ્રાઇમ મિનીસ્ટર થવાની અભિલાષા સેવે છે, હિન્દના યુવાનો માટે એવી અભિલાષા આજ સુધી નહોતી; ત્હમે આજે હિન્દના યુવાનો માટે એ અભિલાષા ઉત્પન્ન કરી છે. મ્હને કોઇ પૂછે કે "મિ. જોશી, ત્હમારી જીવનની મહત્ત્વાકાંક્ષા શું છે?' તો હું તરત જ જવાબ આપું કે "હિન્દી પ્રજાસત્તાક રાજ્યના પ્રેસીડન્ટ થવાની." (My highest ambition in life is to become the President of the Indian Republic.) હિન્દના યુવાનોને માટે હવે તકો, નવી અભિલાષાઓ આવી રીતે અસ્તિત્ત્વમાં આવી છે એ બધો પ્રતાપ મહાત્માજી અને મોતીલાલજીનો!

મોતીલાલજી મહાન્ પુરુષ છે. એમની મહત્તાનું સંપૂર્ણ માપ આંકવાનો પ્રયાસ ભવિષ્યમાં કરવાના નિશ્ચય સાથે અહીંઆં જ હું વિરમું છું.

**वन्दे मातरम्**

# કલકત્તા મહાસભાના પ્રમુખપદેથી આપેલું ભાષણ

[ ૧૯૨૮ ]

**સન ૧૯૨૮ ની કલકત્તા ખાતે ભરાયેલા મહાસભાના પ્રમુખપદેથી પંડિત મોતીલાલજીએ આપેલું ભાષણ**

**મિત્રો,**

આ મહાન્ રાષ્ટ્રીય સભાના પ્રમુખ તરીકે તમે મ્હને બીજી વાર ચૂંટી જે માન આપ્યું છે તે માટે હું ત્હમારો ઉંડો આભાર માનું છું. એ માન અપ્રતિમ છે ખરૂં પણ એની જવાબદારી પણ બહુ મોટી છે. અને તેથી આપણામાંનો બહાદુરમાં બહાદુર માણસ તે સ્વીકારતાં અચકાય. મ્હને પણ એ સ્વીકારતાં કેવો સંકોચ થયો હતો તે ત્હમો જાણો છો. પરન્તુ જે માયાળુપણાથી ત્હમે વારંવાર મ્હારામાં વિશ્વાસ જાહેર કર્યો છે, ત્હેનાથી હિંમતવાન બની આ મહાન્ દેશને ત્હેની સ્વતન્ત્રતાની લડતમાં દોરવાની જવાબદારી મારાથી બનશે તેટલી સારી રીતે ઉપાડવા તૈયાર છું.

નવ વર્ષ પહેલાં રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ બનવાનું માન મ્હને મળ્યું હતું. તે વખતે લશ્કરી કાયદો ત્હેનાં ક્રૂર પરિણામો મૂકી રદ થયો હતો અને આપણે પરદેશી રાજ્યકર્તાઓ સામે મહાન્ લડત લડવાની તૈયારી કરતા હતા. આપણી લડતની કસોટી તરતજ થઇ અને આપણે જો કે ત્હેમાં પુરેપુરા વિજયી નીવડયા નહિ ત્હો પણ એ લડતનું માન અને ભવિષ્યના વિજયની આશા આપણને જરૂર મળી. મહાન્ હિન્દ ત્યારે જાગ્યું અને એ જાગ્રતિથી જ બ્રિટીશ સલ્તનતના પાયા હચમચી ઉઠયા, થોડા વખત પછી એ જાગ્રતિમાં ઓટ આવી. પરન્તુ આજે પાછા એનાથી બીજી મોટી જાગ્રતિનાં ચિહ્નો અચુક રીતે જોઇએ છીએ. અને જ્યારે હિન્દ પુરેપુરૂં જાગ્રત્ થશે ત્યારે એવી કઇ શક્તિ છે કે જે ત્હેની પ્રગતિ અટકાવી શકે?

ડાયર અને ઓડવાયરના જુલ્મો પછી અસહકાર શરૂ થયો હતો. એના જેવી જ ભયંકરતા આજે હવામાં પ્રસરી રહી છે. અને આપણે સ્વતન્ત્રતાની બીજી મહાન્ ઝુંબેશને આંગણે આવી પહોંચ્યા છીએ.

હવે આપણી સમક્ષ જે કાર્ય ખડું થયું છે તે વિષેના મ્હારા વિચારો અને સૂચના ત્હમારી સમક્ષ રજુ કરૂં છું. હું ત્હમને ચેતવણી આપું છું કે જો ત્હમે મ્હારી પાસેથી આકર્ષક ભાષામાં રજુ કરેલા ઉચ્ચ આદર્શવાદની આશા રાખતા હશો તો ત્હમે નિરાશ થશો. આદર્શવાદની હું અવગણના નથી કરતો. પણ હું માનું છું કે વ્યાવહારિકતાથી અળગા પડેલા નર્યા આદર્શોને રાજકરણમાં સ્થાન નથી. આદર્શો ગમે તેવા ઉંચા હોય પણ તે આદર્શોને પહોંચી વળવા જે નક્કર કાર્ય કરવાનું ત્હેનો વિચાર વ્યાવહારિક સતેજ થવો જોઈએ. મ્હારી ખાતરી છે કે આપણે બધા જુદાં જુદાં નામો આપીએ છીએ છતાં પણ આપણા ધ્યેય વિષે આપણે એકમત છીએ. મ્હારી એના જેટલી જ ખાતરી છે કે તે ધ્યેયને પહોંચવાના એક જ માર્ગ વિષે પણ આપણે સંમત છીએ. પરન્તુ એ છતાં કરુણતા તો એ છે કે આપણે આપણા મતભેદોને બીનજરૂરી બાબતોમાં એટલા તો મ્હોટા બનાવી દીધા છે કે સાચું શું ને ખોટું શું તે આપણે જોઇ શકતા નથી. આ મતભેદો જ આપણી નિષ્ફળતા માટે જવાબદાર છે. એનાથી જ જુદા જુદા પક્ષો બંધાઈ ગયા છે અને આપણે એકત્રિત કાર્ય કરી શકતા નથી. આ કપરી પરિસ્થિતિની સામે થવામાં હું ડગ્યા વિના મ્હારા નમ્ર પ્રયત્નો કરીશ અને આપણે કયે રસ્તે જવું તે બાબતમાં મ્હને યોગ્ય લાગે તે સૂચનાઓ ત્હમારા સ્વીકાર માટે રજુ કરીશ.

દરેક માણસની એ ફરજ છે કે ત્હેના દેશને, બનતા પ્રયત્ને અને ભોગે, રહેવા યોગ્ય બનાવવો. પણ દેશની જે સ્થિતિ "છે" ત્હેમાંથી જે સ્થિતિ "હોવી જોઇએ" તે તરફ દેશને લઇ જવાની રીત દેશના સંજોગો ઉપર આધાર રાખે છે. એ રીત દરેક દેશમાં કે દરેક સમયમાં એકજ હોતી નથી. દુનીઆના કોઇ પણ બે દેશો એક

જ માર્ગે આગળ ધપ્યા હોય એવું જાણમાં નથી. આપણે બીજા દેશોની નિષ્ફલતામાંથી ઘણું શીખવાનું મળે છે પરન્તુ ત્હેમના વિજયમાંથી તો આપણને ભાગ્યેજ કંઈ બોધપાઠ મળે. હવે આપણી આગળ જે વ્યાવહારિક પ્રશ્ન છે તે એ છે કે આપણા સંજોગો અને સાધનો ધ્યાનમાં લઇ ઓછામાં ઓછા ભોગે આપણે આપણું ધ્યેય કેમ સાધવું બીજા દેશોમાંથી લીધેલાં ખોટાં ઉદાહરણોથી આપણા ખરા પ્રશ્ન વિષે આપણા મગજમાં માત્ર ખોટી ભ્રમણા ઉત્પન્ન થાય.

આપણી સામે જે કાર્ય પડેલું છે ત્હેનો સાચો ખ્યાલ આપવા આપણે નીચેના ત્રણ પ્રશ્નોનો જવાબ આપવો પડશે:—

(૧) આપણે કઇ સ્થિતિમાં છીએ ?

(૨) આપણું ધ્યેય શું છે !

(૩) આપણે એ ધ્યેય પર શી રીતે પહોંચી શકીએ ?

આપણે પહેલાં તો આપણે ક્યાં ઉભા છે ત્હેની ખાતરી કરી લેવી જોઇએ કે જેથી એક વખત આગળ વધ્યા પછી આપણે ભુલાવામાં પડીએ નહિ. આ સવાલ બે દૃષ્ટિથી જોઇ શકાય. એક (ક) સરકાર વિષેની અને બીજી (ખ) આપણા પોતા વિષેની.

સરકારની બાબતમાં તો આપણે બધા જાણીએ છીએ કે આપણને જે જે રાજકીય અને શહેરી તરીકેના હક્કો મળ્યા છે તે ત્હેની ખુશી હોય ત્યાં સુધી જ આપણે ભોગવી શકીએ છીએ. એ હક્કો પરદેશી રાજ્યકર્તાઓ પોતાની મરજીમાં આવે ત્યારે કારણસર કે વગર કારણે ત્હેમની પાસે રાખેલી આપખુદ સત્તાથી ઝુંટવી શકે. અને આપણામાંના હજારો પાસેથી તે હકકો છીનવી પણ લીધા છે. જ્યારથી બ્રિટીશ સત્તા હિન્દમાં શરૂ થઇ ત્યારથી આજસુધીમાં સરકારે જે જુલ્મી પગલાં લીધાં ત્હેની લાંબી યાદી આપી ત્હમારો વખત નહિ લઉં. દેશબન્ધુ દાસ જે માટે ત્હેમનાં છેલ્લાં વર્ષોમાં ખુબ બહાદુરીથી લડ્યા તે “ આપણી જાતને ઓળખવાની, આગળ

વધવાની, અને આપણો ઉદ્ધાર કરવાની" તકો આપવાની સરકારે વારંવાર આપણને ના પાડી છે. આ સરકારે આપણા પોતાના દેશમાં, દેશના આન્તરિક અને બાહ્ય સવાલોમાં પણ આપણને ભાગ લેતા બંધ કર્યા છે.

જવાબદાર રાજતન્ત્ર આપવાના એ સરકારનાં વચનો જબ્બર જુઠાણાંરૂપે પેલા સાઈમન કમીશનની નીમણુકમાં પરિણામ્યાં છે. એ કમીશન, લોહી રેડી, માથાંઓ ભાંગી, આપણા રસ્તાઓ ઉપર એની કારકીર્દિ આગળ ચલાવી રહ્યું છે. શહેરે શહેર ફરતાં એ કમીશને એક બાજુ લોકોની નિરાધાર સ્થિતિ અને બીજી બાજુ અમલદારોની બેદરકારી અને કઠોરતાનું જેટલું ભાન કરાવ્યું છે તેટલું બીજા કશાથી થયું નથી. મ્હને તો લાગે છે કે સરકારી રાજ્યતન્ત્રમાં જે ગંભીર ચેપ લાગ્યો છે તેના જ એ પુરાવા છે. આ સાઇમન કમીશનના સભાસદોની અને તેથીજ અમલદારોની મનોદશા કેવી છે ત્હેનું ચિત્ર કલકત્તાના એક અંગ્રેજી પત્રના પ્રતિનિધિએ આમ ચિતર્યું છેઃ—

"દિલ્હીમાં જે બળવા ભરેલા દેખાવો થયા હતા (સાયમન કમીશન ગયું ત્યારે) ત્હેનાથી કમીશનના મગજ પર જે અસર થઈ હતી તે કાનપુરનાં દૃશ્યો પછી દૃઢ થઇ છે. કેટલાક સભાસદો ગુસ્સાથી કહે છે કે આવી વસ્તુઓ ચાલવા નહિ દેવી જોઇએ. મ્હને લાગે છે કે એ સભાસદોને પોતાનો હેવાલ આ અઠવાડીયે જ તૈયાર કરવાનો હોય તો તેઓ કાંઈપણ સુધારાઓ સૂચવવાને બદલે લોર્ડ સેલ્સબરીની માફક "વીશ વર્ષ સુધી દૃઢ સત્તા" વાપરવાની ભલામણ કરે."

આ ઉપરથી ત્હમે જોઇ શકશો કે આ "વીશ વર્ષની મજબુત સત્તા"ને આવકાર આપવાનો એક જ રસ્તો આ કમીશન વિશેની આપણી સાચી લાગણીઓ દર્શાવવાનો છે. માટે જે કહેવાનું છે તે એટલું જ કે ગુલામીના ઇનામ તરીકે જવાબદાર રાજ્યતન્ત્ર લેવાની હિન્દુસ્થાન ના પાડશે.

આપણા અંગ્રેજ મિત્રો આપણા વિરોધદર્શક દેખાવોથી આશ્ચર્ય પામી ગયા છે. ત્હેમની મૂર્ખાઇ ભરેલી વાતોની મ્હેં અવગણના કરી હોત, પણ એક વોઇસરોય જેવી વ્યક્તિ જ્યારે આ શહેરમાં જવાબદાર પૂર્ણ સ્ટેટમેન્ટ કરે ત્યારે વગર જવાબે ન જ રહી શકે. મ્હને લાગે છે કે પોતાનો વિરોધ શાન્તિપૂર્વક જાહેર કરવાનો અધિકાર દરેક પ્રજાને છે. ગમે તેવા અણછાજતા પ્રસંગો બને તો પણ કોઇથી તે વિષે શંકા લાવી શકાય એમ નથી. સાઇમન કમીશનના આવાગમન પછીની વિરોધ દર્શક સભાઓ બીલકુલ રીત વગરની અને આક્રમણકારી ગણવામાં આવી છે. મ્હારો જવાબ એ છે કે આ વિરોધદર્શક દેખાવો જેમની સામે તે કરવામાં આવે છે ત્હેમની સામે ખરેખરા વિરોધદર્શક હોવાં જ જોઇએ. અને આવા વિરોધી સમુહ પાસેથી ઘરમાં રાખવામાં આવતી રીતભાતની અપેક્ષા ન જ રાખી શકાય. વોઇસરોયે બે સૂત્રો ઉચ્ચાર્યા છે અને એક ધમકી આપી છે. પહેલું સૂત્ર એ છે કે: " ગમે તે જેઓ આ વિરોધદર્શક દેખાવો ગોઠવે છે તેઓ કદાચ મારફાડને ધિકારતા હોય પણ જ્યારે ખરેખરો સમય આવે છે ત્યારે ત્હેમણે જે બલ ઉભુ કર્યું છે ત્હેના ઉપર કાબુ રાખી શકતા નથી. "

એક બીજું સૂત્ર એ છે કે: " જેઓ આવો મૂર્ખાઈ ભરેલો અને આવો અવળો માર્ગ, ગમે તે કારણને લઇને લીધો હોય, છતાં એક મોટી જવાબદારી તેઓએ લીધી છે. " સરકારની આ ચોકખી ફરજ છે કે આવા પ્રસંગોને ફરીથી અટકાવવાને માટે ત્હેને ગમે તે પગલાં લેવાં જોઇએ. "

હું વોઇસરોય સાથે ત્હેના પહેલા સૂત્ર સાથે સંમત થાઉં છું અને બીજા સૂત્રમાં પણ જો " અવળો અને મૂર્ખાઇ ભરેલો " શબ્દોની જગ્યાએ " કુદરતી " શબ્દો મૂકે તો આ સૂત્ર સ્વીકારવા હું તૈયાર છું. પરન્તુ ખરેખરી હકીકતો સાથે આ બંને સૂત્રોને કોઇ પણ જાતનો

સંબંધ નથી. ધમકીની બાબતમાં તો ઈંગ્લીશ પત્રો એક અઠવાડીઆ પહેલાં જ કહેતાં હતાં, તે જણાવે છે કે હવે વધુ રૂઢ થતી જાય છે. હું ધમકીને માટે કહી ગયો છું અને બીજું કાંઇ કહેવાનું નથી.

અને પહેલી વસ્તુઓ માટે તો હું એટલું જ કહીશ કે જવાબદાર હિન્દી નેતાઓનાં સ્ટેટમેન્ટ, જે ગમે તેટલી ડીપાર્ટમેન્ટદ્વારા કરેલી તપાસથી ફેરવી શકાય એમ નથી, તેના આધારે આ સર્વે તોફાનો પોલીસોએ જ શરૂ કર્યા હતાં, અને એક બે જગ્યાએ લોકોએ આનો જવાબ આપવા યત્ન કર્યો હતો ત્યારે લોકનેતાએ તરત જ તે યત્નને દબાવી દીધો હતો. પણ કોઇ જગ્યાએ મોટરકાર સામે કંઇક હથીઆર અથડાઇ ગયું હોય અને ત્યારે એ મોટરકારમાં બાનુ બેઠી હોય કે પછી સાઇમન કમીશનના એક સભ્યની નજર આગળ કાળો વાવટો કોઇએ ફરકાવ્યો હોય તો શું ત્હેના ઉપર આટલી બધી ધાંધલ થઈ શકે ? હું ખાતરીથી કહી શકું છું કે આવા સંજોગોમાં ઇંગ્લાન્ડમાં આથી પણ ખરાબ દેખાવો બનવા પામત. સ્વમાનવાળી કોઇ પણ પ્રજા દેશના હિતને ચૂસી નાખવાની યોજના ઉભી કરવાને માટે નીમાયેલાં કમીશન પ્રત્યે કિંચિત્ પણ સહાનુભૂતિ ન જ દાખવે. લાહોર, લખનો અને કાનપુર ખાતે જે બનાવો બનવા પામ્યા ત્હેની સામે ખરેખરો વિરોધ જે દર્શાવતા હોય તેઓને હું એક પ્રશ્ન પૂછવા માગું છું.

મ્હારો પ્રશ્ન એ છે કે કોઇ પણ યુરોપીઅન દેશમાં અને ખાસ કરીને ઇંગ્લાંડમાં જો આવું કમીશન આવ્યું હોય અને લોકો ત્હેમાં અપમાન માનતા હોય તો સર જોન સાયમન અને ત્હેના સાથીદારો આવી રીતે સુખેથી મુસાફરી કરી શકે ખરા ?

આ પછી મોતીલાલજીએ બીજા પ્રશ્નો ચર્ચા આગળ ચલાવતા જણાવ્યું કે બ્રીટન આપણને આર્થિક બાજુએથી નીચોવે છે અને તે સમજવા માટે આખા બ્રિટીશ સમય ઉપર લક્ષ આપવાની જરૂર છે

હું તો ફક્ત કેટલાંક ઐતિહાસિક સત્યો કરીને જ સન્તોષ માનીશ. સમગ્ર સીવીલ અને મિલીટરી સર્વીસીસ જે આપણા ખર્ચે આ સરકાર ચલાવે છે તે ઉપરાંત ઇંગ્લાંડના ઉદ્યોગના માલને ખપાવવાને માટે બજારો ઉભાં કરવા માટે જ આ આપણા ટ્રસ્ટીઓએ પોતાની શક્તિ વાપરી છે.

સીધી કે આડકતરી રીતે ત્હેમણે આ હેતુ એટલી બધીવાર પાર પાડયો છે કે તે બધું સન્તોષકારક રીતે આ ભાષણમાં જણાવી શકાય નહિ. ઢાકામાં વણકરો ઉપર જંગલી વર્તણુંક ચલાવવામાં આવી ત્યારથી એ નીતિ ચાલુ રહી છે અને છેક આજ સુધી હાલની સત્તાવાન યુરોપીઅન પેઢીઓ મારફત તે વધારે શિષ્ટ રીતે રચવામાં આવી છે.

પરન્તુ દેશની આર્થિક દશાપર સરકારે જે વધારે અને અગત્યનો અંકુશ રાખ્યો છે તે તો ચલણને લગતા કાયદા મારફત રાખ્યો છે. એ જબરા શાસ્ત્રીય સવાલના ઇતિહાસમાં અત્યારે ઉતરૂં તો તે ત્રાસદાયક લેખાશે પણ એ વાત તો ચોક્કસ છે કે, હિન્દના વેપાર ઉદ્યોગની હાલની અવનતિ અને ખેડુતોની ખુવારી હુંડીયામણના નવા દરને લીધે જ છે. ૧૬ પેન્સને બદલે ૧૮ પેન્સના રૂપીયાનું હુંડીયામણ થવાથી કરના બોજા નીચે કચડાયેલો ખેડુત પોતે જે પાક પેદા કરે છે તેના ઉપર ત્હેને સાડાબાર ટકાનો વધુ બોજો આપવો પડે છે.

જો હિન્દનું હિત સરકારને હૈયે હોત તો હુંડીયામણના વધેલા દરના બદલામાં ત્હેણે જમીન મહેસુલનો દર સાડા બાર ટકા ઘટાડયો હોત અને વધુમાં આ દેશમાં બનેલા માલ પર સાડાબાર ટકાની જકાત નાંખી હોત.

આગળ ચાલતાં પંડિતજીએ જણાવ્યું કે આપણને કાયમની ગુલામીના બન્ધનમાં રાખવાને નવી સાંકળો બાંધવાનું કામ ચાલ્યા જ કરે છે. પણ તે સાથે મ્હારે ખુલ્લે ખુલ્લું કબુલવું જોઇએ કે

આપણી હાલની દશા માટે આપણે પણ થોડે ઘણે અંશે જવાબદાર છીએ. એક પ્રજાની નબળાઇ કે બળનો આધાર તે પ્રજાના જુદા જુદા ભાગોના સંગઠનની ગાંઠ કેટલી અને કેવી મજબુત છે તે પર રહે છે. આપણી બાબતમાં સદીઓ થયાં પ્રજાને એકત્ર રાખવાની ગાંઠ ઢીલી થઇ ગઇ છે અને નવી વ્યવસ્થા વધતાં તે ગાંઠમાં એકત્ર રાખવાની જે શક્તિ હતી તે પણ ચાલી ગઇ છે.

આપણે સહુ મોટી કે નાની કોમોમાં વહેંચાયેલા છીએ, વધારે કે ઓછા અવ્યવસ્થિત અને અન્ધાધુંધીવાળા બન્યા છીએ. હવે આ વસ્તુસ્થિત તરફ આંખમીંચામણાં કરવાં હવે પાલવે એમ નથી. આ દેશની પ્રજાવર્ગમાં ભયંકર અજ્ઞાન ને ગરીબાઇ પ્રવર્તી રહ્યાં છે તે માટે અને અનેક ઠેકાણે જાતિવિગ્રહ જામે છે તે માટે સરકાર જ જવાબદાર છે, એમાં શંકા નથી. અલબત્ત એમ કહેવાથી આપણી સામાજીક રૂઢિઓની જવાબદારી આપણે ઓછી કરી શકતા નથી. કેમકે તે ભયંકર રૂઢિને પરિણામે જ આપણા જેવા આપણા લાખો ભાઇઓને આપણે અંત્યજ કે દલીત વર્ગના માની લીધા છે અને સામાજીક રૂઢીને લઇને જ આપણી સ્ત્રીઓને અનેક કુદરતી હક્કોથી પણ આપણે બાકાત રાખી ત્હેમને બન્ધનમાં મુકી દીધી છે; એટલું જ નહિ પણ રાષ્ટ્રસેવા કરવાની ત્હેમને તક પણ આપણે આપતા નથી.

ધર્મ અને રાજકારણના શંભુ મેળા વિષે બોલતાં મોતીલાલજીએ જણાવ્યું કે ધર્મની ગમે તે મોટી ભાવના ભલે હોય પણ આજે તો ત્હેને બદલેધર્માન્ધતા, અસહનશીલતા, સંકુચીત મનોદશા, સ્વાર્થીપણું વિગેરે અનેક દુર્ગુણો જે એક બળત્તર સમાજમાં આડખીલીરૂપ છે તે આવે છે. ધર્મને નામે અનેક ગુન્હાઓ થાય છે. હિન્દુ કે મુસલમાનો વચ્ચેના કે એક બીજા વિભાગના ઝઘડાઓનાં જે વિચિત્ર કારણો છે, તે કોઇ સમજુ માણસ કલ્પી પણ શકે ખરો કે ? કેળવણી અને

પ્રગતિનો હેતુ એ છે કે પાડોશી જોડે સહકાર કરતાં શીખવું અને માણસનાં વ્યક્તિગત સુખનો આધાર આખા સમાજના સુખ પરજ રહે છે તેનો ખ્યાલ લાવવો. એમ થાય તોજ સ્વાર્થી અને વ્યક્તિગત મનોદશા નાશ પામશે અને સામાન્ય હિત માટે સહકાર કરવાની પરસ્પર હરિફાઇમાંથી માનવતાની શક્તિ સરજાશે. ધર્મના નામ હેઠળ ચાલતી ખોટી ચળવળને પરિણામે સમાજવ્યવસ્થા બગડે છે અને તેથીજ ધર્મ અને રાજકારણનો શંભુ મેળો ન કરતાં તે બેને જુદા પાડવા એજ યોગ્ય છે.

આપણે ગાઢ જંગલમાં હાલ દટાઈ ગયા છીએ એ આપ સહુને ઉપર જણાવેલી ટુંકી રૂપરેખાપરથી જણાશે. બે પ્રકારની અડચણોથી આપણે જકડાએલા છીએ. એક પ્રકાર એ કે પરદેશી રાજસત્તાએ આપણી ઉપર લાદેલી મુશ્કેલીઓ અને બીજો પ્રકાર એ કે આપણે પોતે જ ઉપસ્થિત કરેલી મુશ્કેલીઓ. આપણે સહુ એક ન થઇએ ત્યાંસુધી પરદેશી રાજસત્તા તોડવી ઘણી મુશ્કેલ છે. પણ તે સાથે જ્યાંસુધી પરદેશી રાજસત્તા છે ત્યાંસુધી ઐક્ય સાધવું પણ કઠણ છે.

આ રીતે બે પ્રકારની મુશ્કેલીઓથી આપણે વીંટાયેલા છીએ. એકમાંથી છુટવાનો પ્રયાસ કરીએ છીએ એટલે બીજીમાં ફસાઈએ છીએ. આ દુષ્ટ વાતાવરણનાં જાળાં સાફ કરી આપણે બહાર આવવાનું છે.

હવે મ્હારો બીજો પ્રશ્નઃ આપણું ધ્યેય શું ? મ્હારો સીધો અને સાદો જવાબ એ છે કેઃ સ્વતન્ત્રતા. મદ્રાસની મહાસભામાં સંપૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કરવામાં અને સર્વપક્ષપરિષદમાં સંસ્થાનિક સ્વરાજનું ધ્યેય જાહેર કરવામાં આવ્યું છે. આ વિષે મ્હેં મ્હારો મત અનેક વખત જાહેર કર્યો છે. પરન્તુ ફરી એક વાર ટુંકામાં કહું તો હું સંપૂર્ણ સ્વતન્ત્રતામાં માનનારો છું. જેટલી સંપૂર્ણ સ્વતન્તા મેળેવાય તેટલી મ્હારે જોઇએ છે પણ તે સાથે હું સંસ્થાનિક સ્વરાજ્યની

વિરૂદ્ધ નથી. એ વસ્તુ મ્હને તાત્કાલિક મળવી જોઇએ. હાલ જે બ્રિટીશ સંબંધ છે તે તુટવો જોઇએ એવો મ્હારો અભિપ્રાય છે, પણ તે સાથે જ સંસ્થાનો સાથે તેનો જેવો સંબંધ રહે તેવો આપણી સાથે રહે તો મને વાંધો નથી.

આપણું ધ્યેય સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય જ રાખવું જોઇએ. તે જ રાખશું તો જ સંસ્થાનિક સ્વરાજ મળશે. પરન્તુ તે માટેનો ફોકટનો પટપટારો કામનો નથી. કેમકે તે માટે મહેનત કર્યે જ છુટકો છે. ખુબ કામ કર્યા પછી જ તેમજ દેશની પુરેપુરી તૈયારી થઈ ગયા પછી જ આપણે જે જોઇએ ત્હેની માંગણી કરી શકીએ. પણ ત્યાં સુધી, એક બાજુ જીવન-મરણ વચ્ચેના અનિયંત્રિત લડાઈ અને બીજી બાજુ નોકરશાહીની દમનનીતિ ચાલુ રહેશે. આથી એમ ચોકખું થાય છે કે આપણો છેવટનો આશય ગમે તે હોય પણ કાંટાળા માર્ગ ઉપરથી જ આપણે આગળ કૂચ કરવાની છે. અને આપણા ધ્યેયને પહોંચવાનું છે, જો ત્હેને માટે આપણે તૈયાર નહિ હોઇએ તો સ્વતન્ત્રતા એ માત્ર સ્વપ્ના જેવી જ વસ્તુ રહેશે અને સાંસ્થાનિક સ્વરાજ પણ દૂર દૂર લાગશે.

ગાંધીજીના બેલગામના ભાષણમાંથી પોતાના કથનના ટેકામાં અવતરણો કરી પંડિતજીએ જણાવ્યું કે સાંસ્થાનિક સ્વરાજ્ય કે સંપૂર્ણ સ્વાતન્ત્ર્ય એમાંનું કોઈ પણ ધ્યેય એકતા કર્યા સિવાય સાધી શકાય એમ નથી. કોઇને એમ લાગે કે સાસ્થાનિક સ્વરાજ મળતાં જ તરત જ ત્હેનો ઉપયોગ સંપૂર્ણ સ્વતંત્રતા સિદ્ધ કરવામાં કરશું. પણ સાંસ્થાનિક સ્વરાજમાં જો સમાનતા આપવામાં ન આવે તેવો સાંસ્થાનિક દરજ્જો આપણને નથી જોઇતો. આથી એ વાત તો સાફ સાફ ચોકખી હોવી જોઇએ કે સાંસ્થાનિક દરજ્જો અપાવો જોઇએ અને તે સ્વીકારાયા પછી માન્ય કરવો જ જોઇએ. પછી તેમાં ભલે જે પણ કંઈ હક્ક આપણને મળે કે જવાબદારી રહે તે વાત જુદી છે.

થોડા કોમીવાદીઓજ આથી વિરૂદ્ધ પડે છે. તેમને અત્રે હું ખુલ્લા દિલથી જણાવું છું કે હું તેમને પુરેપુરો સમજી શકતો નથી. અને સંપૂર્ણ સ્વતન્ત્રાની તેમની ઇચ્છા સાથે કેટલીક ખાસ કોમી સગવડો, તેમની માગણી સાથે હું એકમત થઇ શકતો નથી. આખા દેશના કાયદાને સકંજામાં રાખવાને આમાંના થોડા અમુક હદને વળગી રહે છે. ધારાસભાઓમાં જો તેમને કેટલીક વધારાની બેઠકો આપવામાં આવે નહિ તો તેમાંનાં કેટલાક સંયુક્ત ચુંટણી માટે પણ તૈયાર છે. સંસ્થાનીક સ્વરાજ્યની બાબતમાં તેમની નામંજુરી નકામી છે. જો એક બીજાના ઉદ્દેશોની અથડામણી થાય તો એક પક્ષે પોતાની માગણીઓ જતી કરવી જોઇએ અથવા તો એક કોમે બીજીને મળતા થવા પોતાનું વ્યક્તિત્વ છોડી દેવું જોઇએ. દરેકને પોતાના ઉદ્દેશો અને હક્કો હોય છે. પરન્તુ પ્રજાકીય જીવનના સવાલમાં દરેક પોતાનું બનતું આપવું જોઇએ. સર્વ પક્ષ પરિષદનો રિપોર્ટ, મને ખાતરી છે કે દરેક કોમને તેમના ઉદ્દેશો અને પોતાપણું જાળવવાનો તક આપે છે, ઉપરાંત, પ્રજાકીય ધ્યેયમાં તેમને સ્થાન આપે છે. સર્વ પક્ષ પરિષદની યોજના જો ખરેખર દેશના કાયમના ભલાને માટે ન હોય એમ તમને લાગે તો તે તોડી પાડો પણ મારી માગણી છે કે ફક્ત બીજાં સુત્રો કે જેને આ સ્થિતિ સાથે કંઇ સંબંધ નથી તેને માટે તેને તોડી પાડશો નહિ.

અત્યારે કેટલાક એવા મુદ્દાઓ અને ભલામણો છે કે જે આપણા દરેકના અંગત ધ્યેયની સાથે અથડામણી કરે છે. દાખલા તરીકે લઘુમતિ કોમ માટે ચોક્કસ બેઠકો રાખવી તે. પણ સંજોગો જોતાં આપણે આ જતું કરવું જોઇએ.

આપણું સૌથી પ્રથમ અને અગત્યનું કર્તવ્ય આપણું ઘર વ્યવસ્થિત કરવાનું છે. આ ધ્યેયને પહોંચી વળવા માટે મહાસભાના વાવટા હેઠળ સઘળા પક્ષોને એકત્રીત કરો અને સર્વ સામાન્ય માર્ગે એક બીજાના ખભે ખભો લગાવી કુચ કદમ કરો. આકરી મુસાફરીને

માત્ર આરંભ છે. અને એને પહોંચી વળવા માટે હું નીચેનો કાર્યક્રમ સુચવું છું.

(૧) ભાષણો અને છાપાંઓદ્વારા ગામડે ગામડે ઘુમી પ્રચંડ પ્રચારકાર્યથી સર્વપક્ષ પરિષદે સ્વીકારેલો કોમી ઐક્યતાનો નિર્ણય પ્રજામાં લોકપ્રીય બનાવવો.

(૨) દિલ્હીની ઐક્ય પરિષદ અને મદ્રાસની મહાસભાના ઠરાવોને માટે પણ કોમી ઐક્યતાનો મહાસભાનો નિર્ણય સ્વીકારી જોરદાર પ્રચારકાર્ય આદરી દ્યો.

(૩) દલીત વર્ગમાં રચનાત્મક કાર્યક્રમનો આરંભ કરવો.

(૪) મજુરો, કામદારો અને ખેડુતોનું સંગઠન કરવું.

(૫) ગ્રામ્યસંસ્થાઓનો પ્રચાર કરવો.

(૬) પરદેશી કાપડનો બહિષ્કાર અને ખાદીનો સ્વીકાર પ્રજામાં પ્રચારવો.

(૭) અફીણ અને દારૂની બદીનો સદંતર નાશ કરવામાં ઉગ્ર કાર્યક્રમનો આરંભ કરવો.

(૮) પ્રજા જીન અને વિકાસને નષ્ટ કરતી સામાજીક બદીઓ અને રૂઢી રિવાજો સામે બંડ ઉઠાવવું અને ખાસ કરીને સ્ત્રીઓના પરદાના રિવાજ સામે ખૂબ પ્રચાર કાર્ય કરવું.

(૯) પ્રકાશન મંદિર સ્થાપવું.

આપણે ખરેખર હૃદયપૂર્વક આ કામ ઉપાડવું હોય તો વ્યવસ્થા અને તેને માટે જોઇતાં નાણાંની છોળ તાત્કાલીક જરૂરીયાતની વસ્તુઓ છે. આ કાંઈ એક સંસ્થા કે વ્યકિતનું કામ નથી. સ્વતન્ત્રતા માટે લેશ માત્ર પણ ઝંખના કરતી બધી સંસ્થાઓ અને વ્યકિતઓનો આ સામુદાયીક ધર્મ છે. સર્વ પક્ષ પરીષદમાં ભાગ લેનારાઓમાં શ્રીમંતો, જમીનદારો અને ગરીબો પણ હતા. શ્રીમંતો એમની કોથળી છુટી મુકે, સાધારણ સ્થિતિવાળા એમની બચતમાંથી ફાળો આપે અને ગરીબો એમનો પરસેવો રેડે એમ હું ઇચ્છું છું. હિન્દના સામાન્ય

હીત માટે સહાનુભુતિનો દાવો કરતા રાજા મહારાજાઓને હું કહું છું કે અનગળ ધનના ઢગલાથી તમે આ કાર્યને સરળ બનાવવા માટે બહાર પડો, આ સામાજીક પુનર્ઘટનામાં સરકારી નોકરો સુદ્ધાં ભાગ લઇ શકે તેમ છે. પણ સરકાર એમ કરવા દેશે ? હિન્દ અને ઈંગ્લાંડમાં શુભ નિષ્ટા વિષે મુત્સદીઓ જે ભાષણો કરે છે તેમની સત્ય નિષ્ટા માપી લેવાનો આ કાર્યક્રમ પ્રસંગ આપશે. સરકાર જો એનાં વચનોને સાર્થક કરવા માગતી હોય તો જમીનદારો, રાજા મહારાજાઓ અને મુડીવાળાઓને સ્પષ્ટ સંભળાવે કે મહાસભાના આ સામાજીક કાર્યક્રમમાં સહુ કોઇ ભાગ લઇ શકશે. પણ હું એટલી ચેતવણી આપવા માગું છું કે પાછળથી બંધ કવરમાં ખાનગી હુકમો ન છુટે એટલું પ્રમાણિકપણું પણ આ સરકાર સાથે જાળવશે. આ દેશોદ્ધારમાં ભાગ લેનાર કોઈ પણ વ્યાપારી કે ઔદ્યોગીક પેઢીને કનડગત કરવામાં નહિ આવે એમ ઇંગ્લીશ બેંકો પણ જાહેર કરે એમ હું ઇચ્છું છું. આ રીતે જો સરકાર, મુડીદાર અને પ્રજા એ ત્રણેનો સહકાર જામે તો જરૂર નાણાંની રેલમછેલ થશે.

આ કાર્યક્રમનો છઠ્ઠો વિભાગ સ્ત્રીઓને લગતો છે. અને હું હિન્દના સ્ત્રીસમાજને મહાન્ આ કાર્યમાં મદદ આપવા આવ્હાન કરૂં છું.

વર્તમાન પરિસ્થિતિને લક્ષમાં લઇ એને ન્યાય આપવા મ્હેં બનતો પ્રયત્ન કીધો છે, અને એમ કહેવામાં મ્હારી માન્યતા પ્રમાણે દેશ તરફની મ્હારી ફરજ બજાવી રહ્યો છું. ઘણાને અને ખાસ કરીને યુવાનોને મ્હારા વિચારો માન્ય ન હોય. એમની અધીરાઇ હું સમજી શકું છું. આપણને ધીરજ અને અધીરાઇ બંનેનો ખપ છે. આપણાથી ભિન્ન મત ધરાવનારા સાથે આપણે ધીરજ રાખવી ઘટે. અને આપણા પોતાના કાર્યક્રમ માટે અધીરાઇ રાખવી આવશ્યક છે. યુવાન વર્ગના આદર્શને અને એના કાર્યક્રમ સામે મ્હારે કશો વાંધો નથી. હું પણ માનું છું કે શાહીવાદ અને મુડીવાદની શોષણક્રિયા એકદમ અટકવી જોઇએ.

વન્દેમાતરમ્

TITLE PRINTED M. VADILAL & CO. BOMBAY 2